# એક લૂંટારાની વાત.

## પ્રથમ ભાગ.

રચીને પ્રસિદ્ધ કરનાર,

એચ. કે. જોશી.

નકલ ૧૦૦૦.

સંવત ૧૯૪૮, સને ૧૮૯૨.



મુંબઇ:

ચીપન પ્રીન્ટીંગ પ્રેસ, કાળબાદેવી.

કિંમત બાર આના.

# એક લૂંટારાની વાત.

## પ્રથમ ભાગ.

રચીને પ્રસિધ્ધ કરનાર,

એચ. કે. જોશી.

નકલ ૧૦૦૦.

સંવત ૧૯૪૮, સને ૧૮૯૨.



મુંબઇ:

દીપન પ્રીન્ટીંગ પ્રેસ, કાલબાદેવી.

કિંમત બાર આના.

# અર્પણપત્રિકા.

## માવિત્ર લક્ષ્મીદાશ લાલજી દવે.

વ્યવહારિક પ્રસંગમાં તન મન અને ધનથી આપે મને મદદ કરી છે. મને સારી સ્થીતિમાં જોવાની આપે ઘણી હોંસ બતાવી છે. અને પુત્ર પ્રમાણે મારા પર પ્રીતિ બતાવ્યા ઉપરાંત આપના બીજા ઘણા ઉપકારોમાં હું દબાયલો છું. જેનો કિંચિત પણ બદલો વાળવા હું સમર્થ નહિં હોતાં ઘણી નમ્રતાપૂર્વક આ પુસ્તક આપના ચરણકમળમાં અર્પણ કરી સંતોષ માનું છું તે સ્વિકારી સેવકને વધારે આભારી કરશો.

લા. આપના ઉપકારમાં સદા દબાયલો સેવક

**હરિશંકર કાનજી જોશી.**

# પ્રસ્તાવના.

કારણાભાવાત્ક્રિયાભાવ: "કારણ પછવાડે કાર્યની પ્રવૃત્તિ થાય છે". તેમ આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું મારે કાંઈ પણ કારણ હોવું જોઈએ. વાચક વર્ગને વખતે એમ સવાલ ઉત્પન્ન થશે કે વિદ્વાનોની પંક્તિ કે ગ્રંથકર્ત્તાની ગણનામાં ગણાવાના હેતુથી આ પુસ્તક મેં પ્રસિદ્ધ કર્યું છે. પણ તે સવાલ ઉત્પન્ન થયા અગાઉ વાચક વર્ગની એવી શંકાનું હું નીચે પ્રમાણે સમાધાન કરૂં છું.

નાની નાની વાર્ત્તાઓ લખવાનો મહાવરો રાખતાં વખતે જન-પસંદ પુસ્તકો લખવા ફતેહ મળે, જૂદા જૂદા પુરૂષોના હાથમાં લખાણ ગયાથી તે વિષેના તેઓના જૂદા જૂદા વિચાર જાણવામાં આવે, અને લખવાનો મહાવરો રાખતાં ફુરસદનો વખત સુમાર્ગે વપરાય એજ આ પુસ્તક લખવાનું કારણ છે.

"નો મોર્ટલ મેન કેન બી ફ્રી ફરોમ ફોલ્ટ" એ કહે-વત પ્રમાણે કોઈ પણ પ્રાણી સંપૂર્ણ અને સર્વજ્ઞ માલમ પડતું નથી તોપણ મોટી ભૂલો સર્વેને અપ્રિય થઈ પડે છે તે માટે તેને સુધારવાનું પ્રયત્ન અવશ્ય કરવું જોઈએ. અનુ-ભવ અને શિક્ષણની અપૂર્ણતાને લીધે વાર્ત્તાના સણગાર, વસ્તુ સંકળના, પાત્ર ભેદ અને રસમાં એવી કોઈ ભૂલો વાચક જનની દ્રષ્ટિએ પડે તો તે ધ્યાનમાં નહિં લેતાં મને જણા-વવા તસ્દી લેશે તો ઘણા ઉપકાર સાથે તે બીજી આવૃત્તિમાં સુધારીશ.

મારા પરના ઉપકારનો બદલો વાળવા હું કોઈપણ રીતે શક્તિવાન નહિં હોવાથી કોઈ બેકદર અને અક્ષર-

ચતુરને આ પુસ્તક અર્પણ કરવા કરતાં મારા માવિત્ર હવે લક્ષ્મીદાસ લાલજીના પાદારવિંદમાંજ અર્પણ કરવાનું મે યોગ્ય ગણ્યું છે. આ માવિત્ર, તથા મામા પ્રાણજીવન અને ગવરીશંકર મુરારજીની અમૃતદ્રષ્ટિ, અને મી૦ સરાફ વગેરે શુભેચ્છક મિત્રોની કૃપાદ્રષ્ટિથી "વીરસેન ચરિત્ર" નામનું બીજું પુસ્તક મારા તરફથી લખાઇ ચૂકયું છે અને "આ વાર્તા"ની પાછળની હકીકત કેટલાક મિત્રોની ભલામણથી લખવાની શરૂ કરી છે જે થોડી મુદતમાં પરમેશ્વર પ્રતાપે તૈયાર થશે. વાચકજન પાસે મારે માત્ર એટલીજ અરજ છે કે આ પુસ્તકનાં લખાણ કે બીજા દોષ તરફ નજર નહિં કરી અંદરનો સાર ગ્રહણ કરશો તોજ મારો શ્રમ હું સફળ થયો માનીશ. ૨૦-૪-૯૧

લા૦ સેવક,

એચ. કે. જોશી.

૫૦૫૯

# એક લૂંટારાની વાત.

## પ્રકરણ પહેલું.

અમાવાસ્યાની નિશામાં તિમિરે પોતાનો અઘોર અંધકાર વિસ્તારી સર્વે સૃષ્ટિ પદાર્થોને કૃષ્ણરંગમાં વિલુપ્ત કરી નાંખ્યા હતા; તમરાં, શિઆળો તથા ઘુવડોના નાદ સિવાય બીજો ધ્વનિ સંભળાતો નહોતો; ગૌતમનગરથી થોડેક દૂર બાવળોની એક ગીચ ઝાડી પાસે સરિતા નામની નદી મંદમંદ પ્રવાહે વહેતી હતી; આ સમયમાં એક ટપાલની ગાડી તે રસ્તા પરથી નીકળી. તેની ધરી પર એક ગાડાખેડુ, તેની પછવાડે એક સિપાઈ, અને તેની પાછળ એક યુવાન મુસાફર એમ અનુક્રમે વાતોના ગપાટા, ચલમ બીડીના ઝપાટા, અને બજરના સપાટા મારતા બેઠા હતા. દરમીયાંન તે ગાડી ઝાડીના અર્ધાક ભાગ સુધી આવી પહોંચી. ગાડી આવી પહોંચતાં ઝાડની પછવાડે સંતાયલા બે પુરૂષો ઉઠયા, અને તેઓના પર એકાએક હુમલો કરી, પહેલા બેને ઘાયલ કરી મારી નાંખ્યા અને ત્રીજાને પકડી ગાડી સાથે બાંધી મેલ્યો. આ બેમાં પહેલો જે આપણી વાતનો મુખ્ય નાયક છે તેનું નામ પ્રતાપ હતું. પ્રતાપ ઘણો હુશિઆર, હિંમતવાન અને ચાલાક હતો. આસરે દશેક વર્ષ થયાં આમ હરામીના મેળવેલ પૈસાનો તેને ચસરકો લાગ્યો હતો. બીજાનું નામ ભીરૂ તે ખરેખર બીકણજ હતો. પ્રતાપના કરતાં તે તદન ઉલટી ખાસીયતનો

હતો. થોડાં વરસ થયાં ઘણા આગ્રહ અને આજીજીથી પ્રતાપે તેને પોતાના સાથમાં લીધો હતો.

આપણે ઉપર કહ્યું તેમ આડા આવી ન શકે એવી દરેક માણસની સ્થીતિ કરી પ્રતાપ ટપાલ લૂંટતો હતો તે વારે છેટે એક બાવળનું ઠુંઠું જોઇ ભીરૂ બીવા લાગ્યો અને પ્રતાપ પાસે દોડી જઇ કહેવા લાગ્યો કે "ભાઇ! જોતો ખરો પેલા ઝાડ પછવાડે કોઇ ડોકીઆં કરતું હોય એમ જણાય છે તેથી હવે ઝટ અહિંથી નાસીએ તો સારૂં.

પ્રતાપ (આસપાસ જોઇ-)–તારા આવા બીકણ સ્વભાવથી મને ઘણી દાઝ ચડેછે. બાવળનાં ઠુંઠાંથી બીહીને તું નાસવાની તૈયારી કરે છે તો હું જાણું છું કે સંકટના વખતમાં મને એકલો કુટાવા દઇ તું પલાયન થયા વગર રહે નહિં. પણ કાંઇ ફિકર નહિં. જ્યાં સુધી મારામાં હિંમત છે ત્યાં સુધી હું કોઇની પરવા કરૂં તેમ નથી."

આમ વાતો કરતાં કરતાં પ્રતાપે એક કાગળની કોથળી ફાડી તેમાંથી કેટલાક ઉપયોગી કાગળો, હુંડીઓ તથા બેંગીઓ વગેરે કિંમતી પારશલો લઇ લીધાં અને ત્યારબાદ ભીરૂ સાથે પોતાને રસ્તે પડયો.

રસ્તામાં પ્રતાપને વિચારમાં પડેલ જોઇ પાછો ભીરૂ બોલી ઉઠયો કે "કેમભાઇ! શું વિચાર કરો છો? ખુબ લૂંટ હાથ લાગી છે તેથી સારી રસોઇ જમવાના કે કોઇ ખુબસુરત સ્ત્રી સાથે લગ્ન કરવાના તુરંગ થતા હશે."

પ્રતાપ—અરે મૂર્ખ? તું તો બોલ્યા વગર મુંગોજ રહેને. ખાનપાન અને ગાનના તાનમાંજ માન માની પાનના ગ્યાનમાં તું તારૂં ભાન ભૂલી ગયો છે. હું તારા

જેવો સેખચલ્લી નથી કે આવા નજીવા કલ્પિત મહેલો ઉઠાવી ગટરની ગલીમાં ફરૂં. તારા અવિચારપણાથી મને ઘણી વખત દુઃખ સોસવું પડયું છે પણ તને પાળવાનો દીલાસો દઇ તારી માથી મેં તને વિખુટો પડાબ્યો અને હવે જતો મેલું એ દુરસ્ત નહિં. માટે હવે તને એટલીજ ભલામણ છે કે આવું ગાંડું ગાંડું બોલવા કરતાં તું મુ- દ્દલ બોલે નહિં તો વધારે સારૂં. હમણાં તું પગ ઉપાડ. આપણા મિત્ર કાળાને ત્યાં જઇ તને સઘળી હકીકત કહી સંભળાવીશ.

ભીરૂ—ભલે ભાઇ ભલે. મારી પર તમે ચીડાઓ માં. તમારી હું અમસ્થો મસ્કરી કરતો હતો તેમાં આટલા બધા શું ચીડાઇ જાઓ છો? હું હવે નહિં બોલું.

આમ સંભાષણ કરતા કરતા આ બન્નેજણ તે ઝાડી વળોટી પાસેના ખેતરમાં એક ઝુંપડું હતું તેમાં દાખલ થયા. આ વખતે મધ્યમ વયનો એક પુરૂષ ત્યાં સુરવાળ સાંધતો બેઠો હતો, તેની પાસે તેની સ્ત્રી દાણા વીણતી ગ- પાટા મારતી હતી. પ્રતાપ અને ભીરૂને દેખતાં આ પુરૂષે ઘણા હર્ષ સાથે તેઓનો હાથ ઝાલી બેસાડયા અને નવીન સમાચાર પૂછયા. જવાબમાં પ્રતાપે તેને સઘળી હકીકત કહી સંભળાવી. આવાં એકાંત સ્થળમાં રહેનાર, અને પ્રતાપ સાથે જીવ ગાંઠથી જોડાયલ પુરૂષનું વૃત્તાંત જાણવાને વાંચક વર્ગની જીજ્ઞાસા ઉશ્કેરાય એ સહજ છે તેથી આ સ્થળે તેની ઓળખ પાડવી જરૂરની છે. આ પુરૂષનું નામ કાળો હતું. તે તેના જન્મનો સંગી અને તન-મિત્રમાંનો એક હતો. આવા સ્થળમાં રહેવાનું તેને માત્ર એટલુંજ કારણ હતું કે કોઇ મુસાફર કમભાગ્યે ત્યાં જઇ ચડે તો કાંઇપણ

ઝાંડકામ વિના પોતાની કપટ જાળમાં તેને ફસાવી લેવાય. આ બન્નેને કોઇપણ સંતાન નહોતું. પણ પ્રતાપની સ્ત્રી ગુજરી જવાથી કમળા નામની પોતાની બે વર્ષની દીકરીને તે અહિં મૂકી ગએલ તેને પોતાની પુત્રિ તુલ્ય ગણી ઉછેરતાં હતાં. કમળા નાનપણમાં ત્યાં આવેલ હોવાથી, સગાં માબાપની પેઠે કાળો અને તેની સ્ત્રી કુકર્મા તેણીની પર મમતા રાખતાં હોવાથી, અને પ્રતાપના સગપણની તેણીને કોઇએ ખબર કરેલ નહિં હોવાથી પોતાનાં માવિત્રો તેઓજ છે એમ જાણતી. આ બાઇ મોટા હરામખોરની દીકરી હતી એટલુંજ નહિં પણ તે કાળા જેવા પાપીષ્ઠ પુરૂષના સહવાસમાં રહેતી હતી તોપણ પરમેશ્વરની કૃપાથી કે તેણીની માના ગુણનો અંશ તેણીમાં આવવાથી "જેવી સોબત તેવી અસર" એ કહેવત તેણીએ ખોટી પાડી હતી. કાળા અને તેની સ્ત્રીએ પ્રથમ દૃષ્ટાંત રૂપે કહી તેણીમાં પોતાના ગુણનું પ્રસરણ કરવાનો વિચાર કર્યો પણ એક વખત તેણીએ તેઓને એવાં ખડખડાવ્યાં કે કોઇ દિવસ પણ તેઓએ આ વિષે ફરી ઉચ્ચાર કર્યો નહિં. આનું છેવટ એ આવ્યું કે આવો કોઇ ભક્ષ હાથ ચડવાની વખતે કાળો તેને ઘાસ વાઢવા કે બળતણ લેવા મોકલી આપતો. રાત્રિમાં કમળાને બીજે મોકલવાનું બાનું નહિં મળતાં ઘણાક મુસાફરોના જીવ આમ બચી જતા. પ્રતાપ આવ્યો ત્યારે કમળા બળતણ લેવા ગઇ હતી તેથી ઘણી મુદતે આવવા છતાં પ્રતાપ તેણીનું મોં જોઇ ન શકયો તેમાટે વધારે વિલંબ લગાડવા લાંબો થઇ સૂતો હતો. ભીરૂ પણ તેની પાસે એક નાના સ્થંભને અઢેલીને બેઠો હતો. થોડીવારમાં એક ઘોડાનો હણહણાટ ત્યાં સંભળાતાં સર્વે ચમકી ઉભા થયા

અને "ચોરના મનમાં બાવળીઓ વસે" એ કહેવત પ્રમાણે સર્વે જૂદી જૂદી અટકળો કરવા લાગ્યા. આસરે પાએક કલાકમાં પ્રતાપ બહાર જઈ આવી એક ઘરડા માણસ તરફ આંગળી કરી બોલ્યો કે "આ કાકા ભૂલા પડી ગયા છે. ત્રાંબાવટીથી નોતમનગર તરફ જતા હતા તે વારે તેનું માથું ફરી જવાથી રખડતા રખડતા અહિં ચડી આવ્યા છે. માટે આપણે એને એક રસ્તો બતાવી દેવો જોઈએ."

કાળો—કાંઇ ફિકર નહિં કાકા! ધીરજ રાખો. હમણાં તમને રસ્તો બતાવી દેશું. થોડીવાર આવો અંદર બેશી આરામ લ્યો. આ ઘર તમારૂંજ છે. તેમાં કાંઇપણ ભિન્ન ભાવ રાખો તો તમને મારા સમ છે.

ભોળપણ અને વિશ્વાસીપણાથી આ પુરૂષ ફસી પડયો. તેના કાળે ભૂલો પાડી તેને અહિં આણેલ તેની એને કલ્પના પણ નહોતી તેથી કાંઇપણ અંદેશા વગર તે અંદર ગયો, અને પ્રતાપે બતાવેલ એક આસન પર જઈ બેઠો. ચિંતાગ્રસ્ત મનુષ્યને ભુત, ભવિષ્ય, અને વર્તમાન કાળનો વિચાર હોતો નથી. સારૂં માઠું જાણવાની તેની શક્તિ ગુમ થઈ ગયેલ હોય છે. તે પ્રમાણે આગળ પાછળનો વિચાર નહિં કરી તે પુરૂષ તુરત ઉંઘને વશ થઇ ગયો. પ્રતાપ અને કાળાને આજ જોઈતું હતું. ખવરાવવામાં ફેરફાર કરી કાળ આણવો પડત તે કરતાં આ કામ ઘણુંજ સારૂં થયું એમ કહી પ્રતાપ તુરત ઉઠયો, અને ઘોરતા મુસાફરની છાતી પર ચડી બેઠો. ભારથી મુસાફર જાગી ઉઠયો અને પોતાને ધાસ્તીભરેલ સ્થીતિમાં જોઇ તેમાંથી છૂટવા ઘણો કાલાવાલા કરવા લાગ્યો "અરે! મને

જીવતો રાખો. મને મારી નાંખવાથી તમારા હાથમાં શું આવશે? મારો ઘોડો વગેરે સરસામાન તમે તમારે ખુશીથી રાખો. હું તમને બક્ષીસ કરી ચાલ્યો જઈશ; પણ મને આમ અકાળ મૃત્યુએ મારો માં. અરે પરમેશ્વર! આ જગ્યાએ મારી આ દશા કરવાનેજ તેં મને ચડાવી મેલ્યો!! અરે મારાં બાયડી છોકરાં ઘરે રાહ જોઈ બેઠાં હશે માટે મને મારો માં. આ ઉપરાંત તમારે બીજા પાંચસો રૂપિઆ જોઈતા હોય તો હું મારે ઘેરથી આપવા તૈયાર છું."

કાળો-નહિં કાકા એવું કરવાનું અમારે જરૂરનું નથી. પૃથિવિરાજે શહાબુદ્દીનને સાત વખત છોડી મેલ્યો ત્યારે આઠમી વખતે શહાબુદ્દીને તેને માર્યો પણ પ્રથમથીજ ભવિષ્યનો વિચાર કર્યો હોત તો એમ બનત નહિં. તેમજ હમણાં અમે તમને છોડી મેલીએ તો પાછળથી અમારાં માથાં તમે કપાવો. (પ્રતાપને) લે લે શું જોઈ રહયો છે? કમળાને આવવાનો વખત થવા આવ્યો છે.

પ્રતાપને આટલોજ વિલંબ હતો. કાળાએ લે લે કહ્યું કે તુરત એક મનુષ્ય-શત્રુ છરાથી તે નિર્દોષ પ્રાણીનાં પ્રાણ લીધાં. ગરીબ બીચારો મુસાફર થોડીવાર તરફડીઆં મારી આ અસાર સંસારમાંથી મુકત થયો. કાળાની સ્ત્રી કુકર્મા અને બીરૂએ આ લાસને ઉપાડી બીજા ઝુંપડામાં દફનાવી દીધી. અને કમળાને રખે ખબર પડે એ ધાસ્તીથી પ્રતાપ અને કાળાએ તે જગ્યા તુરત સાફ કરી નાંખી. દુષ્ટ પુરૂષોથી થયેલ દુષ્કૃત દયાળુ અને ડાહ્યા પુરૂષોની નજરમાં ચાહે તેટલું ક્રૂર અને ભયાનક લાગે; આવા પુરૂષોની કૃતિ ઉપર તેઓને ચાહે તેટલો ધિક્કાર છૂટે તોપણ આવા કાર્યમાં મશગુલ રહેનાર પોતાની મતલબ પાર પાડયા પછે પણ જરાપણ પશ્ચાતાપની

નિશાની બતાવતો નથી. તે પ્રમાણે મનુષ્ય જેવા કિંમતી જીવનો અંત લેવા છતાં પ્રતાપ અને કાળાના અંતઃકરણમાં દયાનું કાંઈ પણ સ્ફુરણ થયું નહિં જેથી દયાની ગેરહાજરીમાં ઘણા આનંદ સાથે તેઓ તે અભાગી જીવ પાસેથી મળેલ ધસ્કામત વહેંચવા લાગ્યા. ભાગ પાડતાં બીજી કેટલીએક કિંમતી ચીજો મળવા ઉપરાંત કાળાના ભાગમાં તે મુસાફરનું ઘોડું આવ્યું હતું તેથી તે ઘોડું કયાંક વેચી આવવાના વિચારથી તેણે પ્રતાપ પાસે રજા માગી. મુસાફરની શોધ જરૂર થશે એ ધાસ્તીથી પ્રતાપને પણ ત્યાંથી નીકળવાની ચટપટી થઈ હતી તેથી તે પણ તૈયાર થયો; અને કાળાને કહ્યું કે "સુરત બંદરની મેં ઘણી નામચા સાંભળી છે. એમ કહેવાય છે કે તેના જેવું વેપારનું બંદર દેશમાં હાલ કોઈપણ હયાત નથી. તેથી ત્યાં જઈ મારે મારી વિદ્યા અજમાવવી છે.

કાળો—ભાઈ! તારો વિચાર ઠીક છે. પણ તે શહેર જેમ મોટું છે તેમ ત્યાંના રાજાનો પ્રભાવ પણ બહુ જબરો છે. રાજ્યમાં તેની એટલી બધી હાક વાગેછે કે સઘળો પ્રજાવર્ગ તેનાથી ધ્રુજતો રહેછે. આપણે ત્યાં ઓળખાણ હોય તો જવામાં કશી હરકત જેવું નથી; પણ પીછાન વગર ત્યાં જવું મને યોગ્ય લાગતું નથી. આના જવાબમાં પ્રતાપે તેને કહ્યું કે આ બાબતનો મેં પ્રથમથીજ વિચાર કરેલ હતો તેથી જુઓ આ કાગળ ટપાલની ગાડીમાંથી હાથ લાગેલ છે તે સાચવી મૂકયો છે. તેમાં નોતમનગરનો નગરશેઠ નટવરલાલ, સુરતમાં પોતાના આડતીઆ અમથાલાલ પર વૈસાક શુ૦ ૧૦ નો કેવળચંદ નામનો મારો માણસ મોકલીશ એમ લખેછે; તેથી આ મુદત પર હું કેવળચંદને મળી યમને આધીન

કરીશ અને પાછળથી હું કેવળચંદનું નામ ધારણ કરી ત્યાં જઇશ. અમથાલાલ આ તરફ કોઇ વખત આવ્યો હોય એમ મેં સાંભળ્યું નથી તેથી ખરા કેવળચંદને તે ઓળખતો નહિં હોય. અને વખતે ઓળખે તોપણ શું થયું? તુરત હું વાત ફેરવી નાંખીશ. પણ લ્યો હવે આપણને વખત ખોવો જોઇતો નથી. તમે પણ ઘોડો વેચવામાં સાવચેત રહેજો.

કાળો—કાંઇ ફિકર નહિં. હવે આવજો. હું જાઉં છું.

(જાય છે)

પ્રતાપ અને ભીરૂ ત્યાંથી નીકળ્યા. ચાલતાં ચાલતાં શાંજ સુધીમાં તેઓ આસરે પંદરેક ગાઉની મજલ કાપી ગયા. આટલું ચાલવું પ્રતાપને મન એક રમત જેવું હતું; પણ ભીરૂને થાક ચડવાથી પાસેના ગામની ધર્મશાળામાં તે રાત્રિ ગાળવાની તેને આજીજી કરી. ત્યાં રોકાવાનો પ્રતાપનો મુદ્દલ વિચાર નહોતો પણ ભીરૂના આગ્રહથી કાંઇપણ આનાકાની કર્યા સિવાય તે ધર્મશાળામાં ગયો. દુષ્ટ પુરૂષોને દેશ સરખો અને પરદેશ પણ સરખો. તે પ્રમાણે પ્રતાપે અહિં એક મુસાફરને ઉસીકેથી તેનાં કિંમતી લૂગડાં અને ઘરેણાંની પોટલી સેરવી લીધી. વળી તે પોટલી ઠેકાણે કરીનેજ નહિં અટકતાં ઉલટો બૂમ પાડી ઉઠયો કે "દોડજો!! દોડજો!! ચોર!! ચોર!! ચોર મારૂં સર્વસ્વ લઇ ગયા." આ ઓચિંતી બૂમ સાંભળી સઘળાં માણસો જાગી ઉઠયાં અને પોતપોતાનાં પોટલાં સંભાળવા લાગ્યાં. પોતાનું પોટલું ગુમ થયેલ જોઇ પેલો મુસાફર પણ હાયવોયના પોકાર કરવા લાગ્યો. આ ધર્મશાળા આ વખતે એક ઇજારદારના સ્વાધિનમાં હતી. તેની મરામત કરવા સારૂ દરેક મુસાફર પાસેથી અકેક

પૈસો લેવામાં આવતો તેની અમુક ઉધડી રકમ આપવાના ઠરાવથી તેણુ તેનો ઇજારો લીધો હતો. તેથી 'ધર્મશાળાનું' સઘળું જોખમ તે ઇજારદાર માથે હતું. ઇજારદારનું રહે-વાનું સ્થળ પણ તેમાંજ હતું તેથી ચોરની બૂમ સાંભળી એક-દમ તે ત્યાં દોડી આવ્યો અને પ્રતાપના મોં આડો હાથ દઇ કહેવા લાગ્યો કે "ભાઇ ધીરજ રાખો. શું છે!! કયાં છે ચોર!

પ્રતાપ—(તાણીને) કયાં છે એ અમને શું ખબર પડે! તું પોતેજ અમારો ચોર ઉભોછે. મારૂં ત્રણુસો રૂપિઆનું પાકીટ તું ઉપાડી ગયોછો. વળી આ શેઠ પણુ ખસો રૂપિઆની ખીંદડી ખોયાનું કહે છે. આમ ચોરી કરી-નેજ તું દરબારનો ઇજારો ભરે છે તે શું તને કોઇ મા-થાનો મળતો નથી? વળી અજાણ્યો થઇને ડહાપણુ ડોળવા આવ્યો છો પણ આજ હું તારી બરોબર ખબર લઇશ. (મુસાફરને) ચાલો. જુઓ છો શું? ગામમાં કોઇ દાદ સાંભળનાર છે કે નહિં!

ઇજારદાર—અરે શેઠ! તમે જરા શાંત થાઓ. આ ઘણી આશ્ચર્યની વાત હું સાંભળું છું. મારા દીકરાના કસમ ખાઇ હું તમને કહું છું કે આ બાબત વિષે હું તદન અજાણુ છું. મહેરબાની કરી તમે જરા આસ્તેથી બોલો. પોલિસ પટેલને ખબર થશે તો મારા ભોગ મળશે. એટલુંજ નહિં પણુ આ ધર્મશાળામાં ચોરી થાય છે એમ જાહેર થશે તો મારી પ્રતિષ્ટા ગયા ઉપરાંત અહિં કોઇપણુ ઉતરવા આવશે નહિં. અને અમારા રાજાને ખબર પડશે તો તે પણુ મારો જીવ કાડી નાંખશે.

પ્રતાપ—તમારાં લાંબાં લાંબાં ટાયલાંમાં કાંઇપણુ વળવાનું નથી. જેટલું બકશો એટલુંજ વળશે. અમારી

નુકસાનીનો બદલો અમને મળે તો દરબારમાં ચડવાનું અમારે કાંઇ પણ જરૂર નથી. તમારા પેટપર પાણો મૂકવાનો અમારો વિચાર નથી તેથી અમારૂં બે જણનું પાંચસે રૂપિઆનું નુકશાન થયું છે તે આપો તો વધારે પગલાં ભરવાની અમારે કાંઇ જરૂર નથી.

ઇજારદાર—અરે! પરમેશ્વર! પાંચસો રૂપિઆ!!! કયાંથી કાઢવા!! અરે તમારી ચોરી મેં કરી નથી તેમ પરદેશીઓમાં પણ અહિં એવું કોઇ લાગતું નથી. સરકારમાં જાહેર કરવાની મને પણ મરજી થાય છે પણ ત્યાં ચડવામાં આટો અને આવરદા બેની જરૂર છે. વળી હું તો તેના દબાણમાં રહયો તેથી મને નીચોવવામાં તેઓ કાંઇપણ બાકી રાખે નહિં. તમે આમાંથી કાંઈ ઓછું કરો.

પ્રતાપ—કાંઇ બાપનો માલ છે કે ચોરી કરીને વળી ઉલટું તેમાંથી ઓછું કરવાનું કહે છે? તારા જેવા ગળેપડુ મને ઘણા મળ્યા છે. હું તો તારી પાસે કાંઇપણ માગતો નથી (મુસાફરને) ચાલો. ચાલો. વધારે વિલંબ શા સારૂ કરવો જોઇએ? મેં તો વિચાર કર્યોકે આવા ઘરડા માણસનાં પળીઆં ન ચુંથાયતો સારૂં.

અંતે ઘણી રગઝક કરી ઇજારદારે બસો અને ત્રણસો એમ રડતે ચહેરે રૂપિઆ ગણી આપ્યા. ઇજારદારની દીલગીરી અને પ્રતાપનો સંતોષ. તેને આજ કામ હતું તેથી કાંઇપણ વિલંબ વગર બીરૂને લઇ તેણે તુરત ત્યાંથી ચાલતી પકડી.

આકાશમાં ચંદ્રે પોતાનાં શિતળ કિરણ પ્રસારી સર્વ ઠેકાણે શિતળતા કરી મૂકી છે; આકાશ જોકે નિર્મળ છે તોપણ પ્રુથક પ્રુથક વાદળાંના નાના નાના સમુહો દ્રષ્ટિએ પડે છે; પવન લ્હેરથી ઝાડોનાં પાંદડાં ખડખડ અવાજ કરી બીરૂ જેવા બીકણ

માણસને બીવરાવતાં દેખાય છે. આવા વખતમાં ઉંડી પણ એક રેતાળ નદીમાં ભીરૂ અને પ્રતાપ આવી ચડયા. કેવળ-ચંદને ત્યાંથી નીકળવાની આજની મુદત હોવાથી પ્રતાપ પોતાનો ધારેલ મનસુબો પરિપૂર્ણ કરવાની ઇચ્છાથી તે સ્થળે આવ્યો હતો. થોડી વાર આ બન્ને જણ ત્યાં બેઠા. એટ-લામાં બળદની પડઘીઓ અને ગાડાના પૈડાંનો ચરરાટ ત્યાં સંભળાવા લાગ્યો. પ્રતાપ તો તૈયાર થઇનેજ બેઠો હતો તેથી ભીરૂને જગાડી તેણે સાંવધ થવા કહ્યું. આટલામાં તો ગાડું લગભગ આવી પહોંચ્યું. અંદર કોણ છે એ જાણવાના વિચારથી પ્રતાપ ધીમે ધીમે તેની પછવાડે ચાલ્યો. આ-સરે ત્રીશેક કદમ તે ગાડા સાથે ચાલ્યો તેટલામાં ગાડાવાળો અને કેવળચંદ વાતો કરતા હતા તેમાં ગાડાવાળો તેને કેવળ શેઠ! કેવળ શેઠ! કહી બોલાવતો હતો તેથી કેવળચંદ વગર અંદર બીજું કોઇપણ નથી એમ તેણે ધાર્યું. તુરત ગાડાની આગલ જઇ કંઇપણ વિલંબ વગર બળદના જોતર તેણે તોડી નાંખી ગાડું ઉથલાવી મેલ્યું. આ ઓચિંતી ગડબડથી કેવળચંદ ગાભરો થઇ ગયો અને બેભાન અવસ્થામાં નીચું જોઇ પડયો. પ્રતાપને આજ જોઇતું હતું. એકદમ તેણે દોડી આવીને એવી સ્થીતિમાં તેનાં પ્રાણ લીધાં અને ગાડા-વાળાને એક ઝાડ સાથે બાંધી ત્યાંથી ભીરૂ સાથે પલાયન થયો. ત્યાંથી નીકળી આ બન્નેજણ સુરતમાં આવ્યા અને અમથાલાલના ઘરની પુછા કરતા કરતા ચાલ્યા.

અમથાલાલ ખાનદાન કુળનો ઘણો સાદો અને મિલનસાર માણસ હતો. ઘરમાં સંપ અને સલાહથી, તથા ભાગ્યદેવીની તેની ઉપર અમૃતદ્રષ્ટિ હોવાથી લક્ષ્મી પણ તેને વરી હતી. ઉછાંછળા અને તુંડ મીજાજી શેઠીઆ-

ઓની પેઠે ફુંપદનો તેનામાં એક અંશ પણ નહોતો. તેમ લાડી વાડી અને ગાડીની મોજમાં ગુંથાઇ ગરીબ ઉપર ગર્વની નજરથી તે જોતો નહોતો. ચઢતા દિવસના વખતમાં જેમ સઘળું કુટુંબ સંપ સહવાસી હોય છે તેમ તેનો દિવસ ચડતો હોવાથી તેની સ્ત્રી પણ સદ્ગુણી અને વિવેકી હતી. તે સાથે તે સારી પેઠે વાંચતાં લખતાં પણ જાણતી હતી. આ બન્નેને સંતાનની ખોટ હતી તોપણ અમથાલાલના મોટા ભાઇની રૂપાળી નામે દીકરીને તે ભાઇના મરણ પછે પોતાને ત્યાં રાખી તેઓ ઉછેરતાં હતાં. રૂપાળી પણ ઘણી ખુબસુરત અને ભણેલી હતી.

ટપાલમાંથી મળેલ કાગલ પ્રતાપે અમથાલાલને પાછો મોકલાવી આપ્યો હતો તેથી પૂછા કરતો કરતો પ્રતાપ તેને ત્યાં આવ્યો ત્યારે તે તેની રાહ જોઇનેજ બેઠો હતો. ડેલીનું બારણું ઉઘાડી પ્રતાપ અંદર આવ્યો કે કેવળચંદ આવ્યા એમ ધારી અમથાલાલ સામો દોડી ગયો અને સારી રીતે આવકાર દઇ તેઓને બેસાડયા.

પ્રતાપ—આપનાં દર્શન થતાં મને ઘણો હર્ષ થયો છે. તમારૂં મુખારવિંદ જોઇ આજનો દિવસ મને ઉત્સવનો હોય એમ લાગે છે.

અમથાલાલ—આજ મારાં ધનભાગ્ય અને ધન્ય ઘડી કે આપનું આગમન મારે ત્યાં થયું. નટવરલાલભાઇનો કાગળ આવ્યો ત્યારથીજ ઉમંગના ઉભરામાં હું ઉભરાયા કરતો હતો તે આજ હું વિશેષ સંતોષ પામ્યો છઉં. તમારે સારૂં આ પાસેનો ઓરડો ખાલી કરાવ્યો છે તેમાં સુવા બેસવાની તમને ઘણી સગવડ પડશે એમ હું ધારૂં છું તોપણ ચાલો મારી સાથે તપાસ કરો. તે ન પસંદ પડે તો બીજો નવરો કરાવી આપું.

પ્રતાપ—(ઓરડામાં ફરી)—"નહિં. નહિં. ખડું મઝાનો છે. બીજાનું કાંઇ જરૂર નથી." આમ કહી તે ઓરડામાં પ્રતાપે જઇ ઉતારો કર્યો.

---

## પ્રકરણ ૨ જું

ગ્રંથકર્ત્તા પોતાના નાયક અને નાયકાના રૂપરંગની પરિસીમા નહિં રાખી વગર અપવાદે વર્ણન કરેછે કે ફલાણું ફલાણું નાયક અને નાયકા પરમેશ્વરનાં બનાવેલ સર્વે પ્રાણીઓ કરતાં રૂપ ગુણમાં શ્રેષ્ટ છે. પણ આ ભૂલોકવાસી પોતાના સચાઇ દર્શક યંત્રથી સૂક્ષ્મ શોધ કરી જોશે તો તેને માલમ પડશે કે કવિઓ પુસ્તકમાં સઘળી લાયકાત બતાવી રજનું ગજ કરી મૂકેછે એ ભલે પણ પ્રેમ તો ઘણા વિલક્ષણ મુકાબલામાંજ પ્રીતિ ઉત્પન્ન કરે છે. પ્યારને બાહીક આકર્ષણ સાથે કશો પણ સંબંધ નથી; પણ લોહચુંબકની પેઠે અંતરના એકાહ્ય ભાવથી તે તુરત ખેંચાઇ જાય છે. આ યોગે ઘણી વખત સુંદર સ્ત્રી આગલા પતિ સાથે જોડાવાનું યોગ્ય વિચારે છે, ડાહ્યો પુરૂષ મૂર્ખ સ્ત્રીનો હાથ ગૃહણ કરે છે, અને દુર્ગુણી પતિ સદ્‌ગુણી સ્ત્રી સાથે જોડાયછે. કહ્યું છે કે

માલિની.

મન મહિ કંઇ હેતુ પ્રીતિ એને કરાવે
નહિ નહિ કહિ બાહ્યાકર્ષણે પ્રેમ આવે
દીનકર ઉદયેથી પદ્મ પામે વિકાસ
શિતકર ઉદયેથી જો દ્રવે ચંદ્રકાન્ત.—(મ. ન.)

જેમ સૂર્યના ઉદયથી કમળ વિકસિત થાય છે; ચંદ્રના ઉદયથી ચંદ્રકાન્ત દ્રવવા મંડે છે તેમ કાંઇક આંતરિક કારણથી પ્રીતિ ઉપ્તન્ન થાય છે. પ્રીતિને બાહીક ચેષ્ટા કે હાવભાવના આકર્ષણ સાથે કશો પણ સંબંધ નથી.

તેમજ પ્રતાપે અમથાલાલને ત્યાં રોકાઈ પોતાના કુટિલ હાવભાવ અને વિષમય મધુર વાકયથી રૂપાળીને પોતાની પાસમાં સપડાવવાની ઇચ્છા કરી. આપણે ઉપર કહ્યું તેમ રૂપાળીના અંતરનું વલણુ તેની તરફ ન થયુ હોત તો તેનો આ સઘળો પ્રપંચ નિરર્થક થાત અને આ સઘળો પ્રપંચ નિરર્થક થતાં આપણને વધારે લખવા જેવી કાંઈ પણ બીના મળત નહિં. પણ તેમ ન થયું. વયે આવતાં પ્યાર જેવા મનુષ્યોપયોગી તત્વના ફોંટા તેણીના અંતરમાં જ્યારે ફુટવા લાગ્યા ત્યારે તે ફોંટાને તેણીએ પ્રતાપ રૂપી વાડ તરફજ વાળ્યા. તે એટલે સુધી કે વખત જતાં તેણીએ પોતાનો નિર્દોષ વિચાર એક વખત લાગ મળતાં પ્રતાપને કહી સંભળાવ્યો. આ વિષે અંદર ખાનેથી તો પ્રતાપ ઘણો રાજી હતો પણ તેણીને અધીરાઈ આણવા સારૂ જુદા જુદા અખાડા કરવા લાગ્યો. એક વખત અધીરાઈમાં વધારો કરવા સારૂ તેણી બેઠી હતી ત્યારે અમથાલાલ પાસે પોતાને વતન જવાની તેણે રજા માગી. જવાનું સાંભળતાં રૂપાળી ઘણી ફીકી પડી ગઈ, તેણીના મોંનું નુર ઉડી ગયું અને વધારે દીલગીરી થતાં કાંઈ બાનું બતાવી પોતાના ઓરડામાં જઈ એક પલંગ પર પડી. ભાગ્યયોગે થોડા વખતમાં અમથાલાલને પોતાની સ્ત્રીને તેડી બહાર પોતાના મિત્રને ત્યાં જવું પડયું તેથી તેણી પાસે જવાનો પ્રતાપને આ સહેલો લાગ મળ્યો. તે જ્યારે રૂપાળીના ઓરડામાં ગયો ત્યારે તેણી પલંગ પર પડી ડુસકાં ભરતી હતી. તેને અજાણ્યો થઈને તે પૂછવા લાગ્યો કે “અરે ? આ શું ?? તમારા કાકા પાસે બેઠાં હતાં ત્યારે તો આનંદમાં હતાં અને ઘડીકમાં શું થઈ ગયું ? તમારાં કાકા કાકી

તમારી પર કાંઈ ચીડાણું છે? ચીડાણું હોય તો કહો. હું તેઓને સમજાવું."

રૂપાળી (ગદ્ગદ્ કંઠે)—અરે? આ લાજ કાઢીને તો મારાં માબાપ કરતાં પણ વિશેષ છે. મને તમારા જેવા વજ્રદીલના માણસપર દીલગીરી થાય છે કે અરે! મારૂં હૃદય તમારા સ્નેહને સ્થાનક આપી તમારી તરફ ખેંચાય છે છતાં તમારે તો કાંઈ વહાામાંજ આવતું નથી. તમને હું આ ફરી વખત કહું છું કે મારો આ તમ મળ્યે બીજો દીલાસો નથી. ચીજોના સમુહોમાંથી કોઈ માણસ જ્યારે એકાદી ચીજ પસંદ કરે ત્યારે તેમાં કાંઈ ન્યુનાધિકતા હોય તોપણ જે લેવાની તેને ઇચ્છા થાય તે લઈ ન શકે ત્યાં સુધી તેને નિરાંત વળે નહિં. તેમજ જ્યારથી મારા અંતઃકરણમાં પ્રેમનું સ્ફુરણ થયું છે ત્યારથી મારે યોગ્ય તમેજ છો એમ મેં નિશ્ચય કરેલ છે. અને મારો નિશ્ચય તો અચળ. કાં આ પાર કાં આ પાર.

તરુણીને વધારે અધીરાઈ લાવવા પાછો પ્રતાપ બોલ્યો કે "ચીજના ગુણ દોષની ખાતરી કર્યા વિના તેની મમતા બાંધવી એ એક પ્રકારનું સાહસ છે. બહારની દેખાતી મોહનીમાં મોહ પામવું ન જોઈએ. રૂપ જોઈ ગુણની ખાતરી કર્યા વિના ઝંપલાવી પડવું વિઘ્નકારક થઈ પડે છે. કૌવચનું રૂપ જેમ ખુશનું છે તેમ તેનો સ્પર્શ તટસ્થજ દુઃખ કારક છે. પતંગીઉં જેમ દીવાની જ્યોતથી લોભાઈ તેમાં ઝંપલાવી પડતાં પોતાનો આત્મા ખોઈ બેસે છે તેમ મારી પ્રીતિ પણ કૌવચ અને દીવાની જ્યોતરૂપી સમજવી.

રૂપાળી—તમે મને આટલી બધી બીક શાસારૂ બતાવો છો? ગુલાબના કાંટાથી બીહીને આપણે શું ગુલાબનું ફૂલ ફેંકી

દેશું? આમે ઉપર કાંટા રહ્યા તો શું થશું? હું નથી ધારતી કે આવું બોલવાને તમારે કાંઇ પણ કારણ હોય. તમે મારી કસોટી કાઢતા દેખાઓ છો પણ હું કાંઇ ચળેલ મનની નથી કે ઘડીએ ઘડીએ મારા વિચાર બદલાવું. મારો તો એકજ નિશ્ચય અને એકજ નિષ્ટા છે.

પ્રતાપ—હું તમને ખરેખર કહું છું કે તમારૂં વચન પાછળથી તમે ફેરવી નાંખશો. તમારા વિષે તમારા કાકાના મનમાં ઘણી મોટી ઉમેદ લાગે છે તેથી તે પણ આ કામમાં સંમત્તિ આપે એમ લાગતું નથી. વળી તમે પણ મોટી મોટી આશાઓનું સાંભળી ચળ્યા વિના રહેશો નહિ માટે આ વિષે વધારે ખેંચ ન કરો તો સારૂં.

રૂપાળી—ચળે કોણ? જેના મનનું ઠેકાણું ન હોય તે. પણ એટલું બધું તમે શા સારૂ બોલો છો તેની મને કાંઇ ગમ પડતી નથી. મોટી મોટી આશાઓનું તમે કહો છો તેનો ભાવાર્થ હું સમજું છું પણ તે કામમાં મારો લેશ માત્ર પણ વિચાર નથી. મારો કાકો મને ચાહે તેટલું કહે છે ને કહેશે. ચાહે તેટલી તે મને આશાઓ બતાવેછે ને બતાવશે તોપણ એ સર્વ ફાંફાં છે. હું તમને ટુંકામાં કહું છું કે મારો કાકો જે પ્રધાનના દીકરા વિષે બોલતા હતા તે પ્રધાનનો દીકરો તો મારો ભાઇ છે. આટલી બધી હું તમને ખાતરી આપુંછું તે છતાં તમે નિષ્ઠુર થઇ જતા રહેશો તો મારો જીવ કુરબાન છે.

પ્રતાપ—તમારી દ્રઢતા જોઇ હું ઘણો આનંદ પામુંછું. આમ છે તો તમે વચન દ્યો કે મારી કાંઇ સ્વચ્છંદિ ચાલ ચલણની તમને ખબર થાય તો પણ તમારા નિશ્ચયમાં તમે દ્રઢ રહો. તમને આ સઘલું મસ્કરીનું બોલવું લાગેછે પણ

તમારે આતરી પૂર્વક સમજવું કે મારી સામે લગ્ન કરવાથી તમને તમારા કુટુંબ કબીલા અને સ્વદેશથી તજાવું પડશે; અને પાછળથી તમને વિમાસણ થશે.

રૂપાળી—મારૂં આ વચન-મારા બાપદાદાનું વચન-મારી સાત પેડીનું વચન.-તમારે મને જેમ શોધવી હોય તેમ શોધો પણ મારો જવાબ તો એકજ છે. તમારે સારૂ મારા કુટુંબ કબીલાથી તો શું પણ મારા દેહ રૂપી કબીલાથી તજાવા હું તૈયાર છું. હું જગત્કર્ત્તા પરમેશ્વરના સોગન ખાઇ કહુંછું કે તમે મરજી પડે તેમ કહો પણ તમારા વિના અવર પુરૂષનો હું હાથ ગ્રહણ કરનાર નથી.

પ્રતાપ—ત્યારે સાંભળો. દુઃખકારક બીના સાંભળો. જે બીજા પાસેથી સાંભળ્યા કરતાં હું પોતેજ સંભળાવવા ખુશી છઊં. પણ જો જો હો. ક્યાંક ચોરીને દોરીનું કારણ રૂપ કરતાં નહિં.

રૂપાળી—તમારા બોલવામાં કાંઇ છૂપો ભેદ હોવો જોઇએ. બોલો.—તમે ખુશીથી બોલો. અચકાઓછો શા સારૂ? વિધાતાના લેખ લખાઇ ચૂકયા છે.

પ્રતાપ—"ત્યારે તમને ઝાઝી અધીરાઇમાં નાંખવાનો મારો વિચાર નથી. સાંભળો. અફસોસકારક શબ્દો સાંભળો." આમ કહી તેણે તેણીને સઘળી હકીકત કહી સંભળાવી. રૂપાળી અધીરાઇથી તેની વાત સાંભળતી બેઠી હતી તે પ્રતાપનું ખરૂં વૃતાંત સાંભળી એકદમ અચેતન થઇ જમીન પર પડી ગઇ. પ્રતાપે તેણીની આસનાવાસના કરી પાણી છાંટયું ત્યારે ફરી સચેતન થઇ બેઠી થઇ, અને લથડતે અવાજે બોલી. "ભલે તમે ગમે તે હો. મારા નસીબમાં જે માંડેલ તે મને મળી ચુકેલ છે. પરમેશ્વરથી નિર્માણ થયેલ બીના પર સંતોષ રાખવો.

જોઇએ. હવે તમારે સુખે સુખ અને દુઃખે દુઃખ" કપાળી વધારે બોલવા જતી હતી પણ તેણીના કાકાનો અવાજ સાંભળી વધારે બોલ્યા વિના બહાર દોડી ગઈ

વાંચક બાંધુ તારી દૃષ્ટિ ફરી પ્રથમ પાનાં પર ફેરવ. એક મુસાફરને ગાડાં સાથે બાંધી મેલ્યો એમ તેમાં આપણે કહ્યું છે તે આપણી વાતનો ઉપનાયક છે તેથી તે સંબંધે તેની સાથે પીછાન કરવાનું અવશ્ય જાણી હું તેની ઓળખ આપું છું તે તરફ પૂર્ણ લક્ષ દે.

આ મુસાફરનું નામ પુરૂષોતમ હતું. ટપાલની ગાડીમાં બેશી કાંઈ કારણ સર તે પરગામ જતો હતો તે વારે પ્રતાપે તેને લૂંટી બાંધી મેલ્યો હતો તે આપણે આગળ કહી ગયા. થોડી વાર સુધી આવી ને આવી સ્થીતિમાં તે બાંધેલ પડયો રહ્યો પણ ભાગ્ય યોગ્યે એક કઠીઆરો ત્યાં ચડી આવવાથી તેણે તેને છૂટો કર્યો. પુરૂષોતમનો બાપ જેને આપણે ઘરડો મુસાફર કહી બોલાવેલ હતો તે દૂરના ગામમાં પોતાના મિત્રને મળવા જતો હતો તે વારે પ્રતાપના હાથનો તે કેવી રીતે ભોગ થઈ પડેલ તેપણ આપણે જાણીએ છીયે તેથી આવું દયા જનક વર્ણન ફરી ફરી સંભારવું યોગ્ય નથી. પુરૂષોતમ નૌતમનગરમાં પોતાને ઘેર આવ્યો પણ પોતાના બાપના બહાર ગયાના સમાચાર સાંભળી, રખેને તેપણ આવા હરામખોરોના હાથમાં ન સપડાઈ ગયા હોય એમ વિચાર થતાં જ્યાં તેના બાપને જવાનું હતું ત્યાં ગયો; પણ ત્યાં તેના કાંઈ પણ સમાચાર નહિ મળતાં તેની દીલગીરીમાં વધારો થયો; અને દીલગીરીમાં વધારો થતાં પોતાનાં ઓળખાણ પીછાનવાળાને મળ્યા વિના તેની શોધ કરતો કરતો તે આવ્યો.

ઝાડીમાં ફરતો, નદી નાળાંમાં શોધ કરતો, જંગલમાં ફરનારાઓને પૂછતો, અને જૂદા જૂદા તર્ક બાંધતો એક સાંજનો તે કાળાના ઝુંપડા પાસે આવી ચડયો. આવા સ્થળમાં મનુષ્યનું રહેઠાણ જોઇ તેને ઘણું આશ્ચર્ય લાગતાં અંદર કોણ રહે છે તે જાણવાની એને કુદરતી જીજ્ઞાસા ઉત્પન્ન થઇ, અને આવી જીજ્ઞાસા થતાંજ કાંઇપણ અંદેશા વગર તે અંદર ચાલ્યો ગયો. કાળો અને તેની સ્ત્રી કુકર્મા આ વખતે નોતમનગરમાં ગયાં હતાં તેથી કમળા ત્યાં એકલી બેઠી બેઠી ભરત ભરતી હતી. પુરૂષોત્તમ ત્યાં આવ્યો ત્યારે તેને ઓળખતી નહોતી છતાં આવકાર દઇ તેણીએ તેને બેસાડયો.

પુરૂષોત્તમ—નોતમનગરમાં મારે જવાનું હતું પણ અસુર બહુ થઇ ગયું. વળી એ રસ્તો પણ જરા ખરાબ છે તેથી આજની રાત મારે અહી રોકાવા વિચાર છે. સમાસ થાય એમ છે કે નહિં?

કમળા—ભલે તમે ખુશીથી રોકાઓ. આ ઘર તમારૂંજ છે. પણ અપવાદ માત્ર એટલોજ છે કે મારાં માવિત્રો ગામમાં ગયાં છે તે થોડી વખતમાં આવશે. તેને પૂછવાથી આ વિષેનો તમે નક્કી જવાબ મેળવી શકશો.

આટલી વખતમાં તો કાળો અને કુકર્મા પણ આવ્યાં. કમળાએ તેઓને સઘળી હકીકત કહી સંભળાવી. જેના જવાબમાં "ભલે ભલે ખુશીથી રોકાઓ. અને આ પાસેનો ઓરડો નવરો છે તેમાં તમારૂં બીછાનું બીછાવો." એમ કહી કાળો પુરૂષોતમ પાસે આવ્યો. આ તસ્તી માટે પુરૂષોત્તમે તેનો ઘણો ઉપકાર માન્યો અને કાળાએ બતાવેલ ઓરડામાં જઇ, પથારી કરી તેમાં પડયો. પણ તે કાંઇ અહિં સુખે સૂવા આવેલ ન હોતો. તેના બાપનો પત્તો મેળવવા સારૂ શું ઉપાય

યોજવા એજ તેના મનમાં હાલ વિચાર ઘોળાયા કરતો હતો. વિચાર અને ચિંતાથી તેની ઉંઘ ઉડી ગઈ; અને ઉંઘ ઉડી જતાં તે આમ તેમ ઓરડામાં આંટા મારવા લાગ્યો. અર્ધિ રાત્રિને સુમારે પાસેની ઓરડીમાંના કાંઇ ગણગણાટે તેના વિચારમાં ભંગ કર્યો; અને તેમ થતાં શું વાતો થાય છે એ સાંભળવા ધ્યાન દઈ ઉભો. થોડીવાર ઉભતાં નીચેની વાતચીત સ્પષ્ટ તેના સાંભળવામાં આવી.

કાળો કમળાને કહેતો હતો "બસ હું તને કહુંછું કે તું તારી પથારીએ જા. એની તારે શું પંચાત છે? અમારા કામમાં તારે શા સારૂ આડું પડવું જોઇએ?

કમળા—નહિં જાઉં. તમારી વાત હું સાંભળી ગઈછું. તમારો મને વહેમ આવેછે તેથી નહિં જાઉં. અરર! અરધા કલાક અગાઉ તમારા મોંમાંથી મેં કેવા દુષ્ટ શબ્દો સાંભળ્યા?

કાળો—શં-હળવે બોલ. ઓલ્યો કયાંક સાંભળી જશે.

કમળા—(ગુસ્સાથી) વખતે તે હમણાં નહિં સાંભળે તો સવારે સાંભળશે. આ હું પ્રગટ કર્યા વિના કોઇ દિવસ પણ રહેનાર નથી. કોણ જાણે કેટલી વખત આવાં ને આવાં દુષ્ટ કામો તમારા હાથથી થયાં હશે? આટલા દિવસ મેં તમને પ્રમાણિક ગણ્યાં પણ "હાથમે માળા ઓર બગલમેં છુરી" એ પ્રમાણે તમારૂં થયું છે. મારાં માબાપ મરી ગયાં તેની ગેરહાજરીમાં તમને હું તેઓના જેટલી માન આપતી તે આજ હું મારી મોટી ભુલ ગણુંછું.

પ્રતાપ—(હસીને)-અહંહં કમળા! હું તારી મશ્કરી કરતો હતો. બાકી મારે કાંઈપણ બુરી મતલબ હાંસલ કરવાની નહોતી. તારામાં દયાનો ગુણ કેટલો છે તે જોવા સારૂજ મેં તારી આટલી કસોટી કરી.

કમળા—તમારી આવી મશ્કરી-આવી નીચ કસોટીને હું ધિક્કારૂં છું. હવે હું ખાતરીપૂર્વક કહું છું કે તમારાં કુકર્મોને મશ્કરીના રૂપમાં ગોઠવી જાણ્યું અજાણ્યું કરવા તમે પ્રયત્ન કરોછો પણ તેથી હું કાંઇ લેવાઇ જાઉં તેમ નથી. મશ્કરી હોય તો આંખપરથી વર્તાઇ જાય. શરણે આવેલ મુસાફરને વિશ્વાસઘાત કરી મારી નાંખવાનો તમે વિચાર કરતાં હતાં તે હું ભુલી જાઉં તેમ નથી. મારી આ અહિં છેલ્લી રાત સમજવી. તમારા આ કતલ-ગ્રહમાં રહેવા કરતાં ભીખ માગી ગુજરાન કરવામાં હું સંતોષ માનીશ.

આ સાંભળી કાળાનો મીજાશ ગયો; અને "તારાથી થાય તેમ કરજે. ક્યારની ખડખડ કરી રહી છે" એમ કહી બંદૂકનો કુંદો મારી તેણીને નીચે નાંખી દીધી. કમળા પડી તેની દરકાર નહિં કરી કાળો પુરૂષોત્તમના ઓરડા તરફ ધસ્યો; પણ મોટો ધડાકો, ભયંકર ચીશ સાંભળી, તથા પોતા માટે કમળાને માર પડી એમ જોઇ પુરૂષોત્તમ ત્યાં દોડી આવ્યો. સઘળું ઉઘાડું પડી ગયું એમ જાણી કાળાએ કાંઇ પણ વિલંબ વગર પોતાની બંદૂક તેની ગમ છોડી; પણ પુરૂષોત્તમ છેટે ખસી ગયો તેથી જમણા ખભાને જરા અડી ગોળી ચાલી ગઇ. અંગબળમાં પુરૂષોત્તમ તેનાથી ઉતરે એમ ન હોતો તેથી તેણે એક સટે દોડી પેટમાં માથું મારી તેને નીચે પાડી નાંખ્યો. પડતાં પડતાં જોર કરી કાળો ઉઠવા ગયો તેટલામાં પુરૂષોત્તમ તરફથી એક પાટુનો પ્રહાર થયો. જે તેને પુરતો હતો. પાટુ વાગતાંજ કાળો મુડદું થઇ પડયો; અને એક શબ્દ પણ બોલવા પામ્યો નહિં. પુરૂષોતમ તરત કમળા પાસે દોડી ગયો અને આસનાવાસના કરી તેણીને ઉઠાડી. કમળાએ જાગૃત થતાંજ તેની સામે હાથ જોડયા અને કહ્યું કે "તમારો મારા પર

ઘણો ઉપકાર થયો છે. હવે આ જગ્યામાં મને એક પળ પણ રહેવું ઉચિત લાગતું નથી. માટે અહિંથી તુરત નીકળાય તો સારૂં."

**પુરૂષોતમ**—ચાલો મારામાં તમારે કશો પણ અંદેશો લાવવો નહિં. મારી મા બહુ ભલાં છે તે તમારી ઘણી ખરદાસ રાખશે. આટલુંજ નહિં પણ તમે ભણેલાં છો તેથી કન્યાશાળામાં તમને નોકરી રાખી દેવામાં મારાથી બનશે તેટલી હું તજવીજ કરીશ. મારા પીતાનો બબે માસ થયાં પતો લાગતો નથી તેથી વખતે આ હરામખોરના હાથ લાગ્યા હોય એમ મને ધાસ્તી રહે છે. કુકર્મા તો કયારની નાશી ગઇ છે તેથી હાલતો આપણ જઇએ. પાછળથી મારે ઘેર તમને મૂકી આવ્યા પછે અહિં આવી સઘળી શોધ કરીશ.

આમ વાતો કરતો તે તેણીને પોતાને ત્યાં તેડી ગયો. ત્યાં પોતાની માને તેણીની તજવીજ રાખવાનું કહી તેજ રાત્રિનો તે કાળાના ઝુંપડાં તરફ જવા નીકળ્યો. આજની રાત્રિ કાંઇ રળીઆમણી નહોતી. કૃષ્ણપક્ષ તો હતું તેમાં વળી વાદળાંઓના આવરણથી અંધકારમાં વધારો થયો. તોપણ પિતૃ ભકિતથી પોતાના પિતાનો પતો કાઢવા પ્રતાપી પુત્ર હવે તુરત શોધ મળશે એવી આશાથી ઝાળાં ઝાંખરાંમાં ભરાતો, અને ખાડાખડીઆમાં ઠેબાં ખાતો પગ ઉપાડી ચાલવા લાગ્યો. આઠેક વાગાને સુમારે તો તે ધારેલ સ્થળે આવી પહોંચ્યો. કાળા અને પુરૂષોત્તમનો ઝંગ મચ્યો તે વખતે કુકર્મા નાશી એક ઝાડ પછવાડે લપાઇ રહી હતી. તેણીએ પુરૂષોત્તમ અને કમળાના ગયા પછે પાછી આવીને કાળાના મુડદાંની વ્યવસ્થા કરી હતી. પુરૂષોત્તમને છેટેથી આવતો જોઇ તે એક ખુણામાં સંતાઇ બેઠી, અને તેને બીવરાવવા સારૂ ઘરમાં ખડખડાટ કરવા લાગી.

આ જગતમાં ભૂત પ્રેતની હયાતીતો નથીજ એમ પુરૂષોત્તમ જાણતો તેથી તેને તે બાબતની તો કાંઇપણ ધાસ્તી લાગી નહિં; પણ કોઇ જનાવર કે કુકર્મા વખતે કાંઇ હેરાન કરે તેની એને બીકલાગવા લાગી. અધુરામાં પૂરૂં ઉપાડવા વખતે ફાનસ એક થાંભલા સાથે અફળાઇ ફૂટી ગયું અને ઘરમાં વધારે અવાજ થવા લાગ્યા. જનાવર તો નથીજ અને માણસની કાંઇ ફિકર નહિં એમ જાણી હિંમત રાખી પુરૂષોત્તમે બતી સળગાવી. અંધારાંનો લાભ લઇ કુકર્મા બહાર નીકળી જવાનું યત્ન કરતી હતી તેટલામાં ઉજાસ થવાથી પુરૂષોત્તમની તેણી પર નજર પડી. નજર પડતાંજ તે એકદમ દોડયો અને તેણીને ચોટલે પકડી કહ્યું કે "બોલ.-રાં મને આટલો હેરાન કર્યો તે તો ઠીક પણ મારા સવાલનો સરખો જવાબ દેજે નહિંતર તને દરબારમાં દોરાવ્યા વિના હું રહીશ નહિં." કુકર્માએ હાથ જોડી તેને કહ્યું કે "મને દરબારમાં દોરજોમાં. મારા જાણવા પ્રમાણે તમે જે પૂછશો તેનો ખરેખરો જવાબ આપતી જઇશ."

પુરૂષોત્તમ—આ ગ્રહમાં ઘણાં ખુનો થયાં છે એ તો નક્કી છે; પણ અહિં કોઇ ઘરડો ઘોડેસ્વાર આવ્યો હતો ? તેનું ઘોડું રોઝું હતું.

કુકર્મા—અરર!! ખુનકેવાં!! ઘરડો મુસાફર કેવો!! શું કાંઇ!! તમે આવા સત્યવાદી થઇને અસત્ય બોલી મારા જેવી ગરીબ વિધવા પર ખોટો વહેમ લાવો છો એ શું યોગ્ય છે?

પુરૂષોત્તમ—તું કેવી મીઠા બોલી છો તે હું સારી પેઠે જાણું છું. માટે તું કાંઇપણ ડહાપણ ડોળવું છોડી દે. સ્ત્રી જાતીને હાથ લગાડવો એ મારો ધર્મ નથી તેથી તારો ચોટલો પકડતાં હું પરમેશ્વરનો ગુન્હેગાર થયો છું. તોપણ શું કરૂં? લાચારીથી એટલું અયોગ્ય મારાથી થઇ ગયું છે.

તને સંતાપવાનો મારો વિચાર નથી તેથી તું જો સાચે સાચું માની દઈશ તો તને છોડી મેલીશ. નહિંતર પછે કાંઈ કહેવાનું નથી.

કુકર્મા—(મોંઆડો હાથ દઈ) હા. ધોળાં પોભીઆં વાળો એક મુસાફર આવ્યો હતો ખરો; પણ મેં ના પાડવા છતાં મારા ઘરવાળે તેને મારી નાંખ્યો.

પુરૂષોત્તમ—અરે પિશાચણી! એ તો મારો બાપ હતો. હવે બોલ. યક્ષિણી બોલ. એ ભંયકર કૃત્યે કઈ જગ્યા અપવિત્ર કરી છે? તે જગ્યા મને બતાવ તો તેના સબને ધર્મ ક્રિયા પ્રમાણે હું અગ્નિ દાહ દઊં.

કુકર્મા—ભાઈ સાહેબ! ચાલો હું બતાવું છું. જૂઓ આ પાવડો કોદાળી અહિં તૈયાર પડયાં છે. અહિં ખોદો. આગળ જતાં એક છીપર આવશે તેની નીચે છે.

પુરૂષોતમ કાંઈપણ જવાબ આપ્યા વિના ઉદાસ ચહેરે બતાવેલ ઠેકાણે ખોદવા લાગ્યો. આ વખતે કુકર્મા છેટે ઉભી જોતી હતી ત્યારે તેણીને વિચાર થયો કે "આ પરદેશી તેના બાપનો પતો મેળવવા આવ્યો છે. તે પુરાવો એને મળશે તો દરબારમાં ઘસડયા વીના મને તે રહેશે નહિં તેથી એનું પણ કામ કાઢી નાંખું" આ વિચાર થતાંજ દીવો લઈ તે ઝુંપડાંને તેણીએ લગાડયો. પુરૂષોતમ પોતાના તાનમાંને તાનમાં ખોદતો હતો તે તાપનો ભડાભડાટ સાંભળી એકદમ સાવધ થયો; અને પોતાને ધાસ્તી ભરેલ સ્થીતિમાં જોઈ સઘળું અધુરૂં મૂકી પોતાનો જીવ બચાવવા બહાર નીકળી ગયો. કુકર્મા સઘળો તમાસો જોતી છેટે ઉભી હતી તેના પર તેની નજર પડતાં એકદમ જઈ તેણીને પાછી પકડી; અને કહ્યું કે "તારા પગ પર તેં કુવાડી મારી છે. "લૂંટાણાં પછે ભો નહીં અને આથમ્યા

પછે અક્ષર નહિ" તે પ્રમાણે મારે તો હવે કાંઇ ખરખરો જેવું નથી. મારૂં તો બનવાનું હતું તે બની ગયું પણ તેં તારૂં મકાન બાળી નાંખ્યું. તું મારો જીવ લેવાને પણ તૈયાર થઇ તે ભલે પણ તું હવે ખરૂં બોલજે નહિંતર હવે હું તને છોડીશ નહિં. મારે તને માત્ર એટલુંજ પૂછવાનું છે કે મારા બાપનું ખુન કરવામાં તમે બેજ જણાં હતાં કે બીજું કોઇ હતું?

કુકર્મી—મારૂં ઘર બાળવા માટે હું પણ હવે પસ્તાઊં છું. હું હવે નિરાધાર થઇ ગઇ. એક પણ પગલું માંડવાની મારે હવે જગ્યા રહી નહિં. માટે મારેજ આમાં વધારે ગેરફાયદો થયો છે. તમે મને અભયદાન આપ્યું છે તેથી હું તમને ખરેખરી બીના કહુંછું તે સાંભળો. હું, મારો ધણી, પ્રતાપ અને ભીરૂ તમારા બાપનો જીવ લેવામાં સામેલ હતા. ઘણો ખરો તો આમાં પ્રતાપનોજ હાથ હતો. માટે તમારે તેનો શોધ કરવો હોય તો હાલ તેઓ સુરત ગયા છે ત્યાં જાઓ તો મળશે. નૌતમ નગરથી નટવર-લાલ શેઠનો લખેલ કાગલ ટપાલની ગાડી લૂંટતાં તેના હાથમાં આવ્યો. જેમાં શેઠે અમથાલાલ ઉપર પોતાના કેવળચંદ નામના માણસ મોકલવાનું લખ્યું હતું; પણ પ્રતાપ અહીં કહેતો હતો કે કેવળચંદને મારીનાંખીને હું કેવળચંદ થઇ ત્યાં જઇશ. માટે અવસ્ય તે અમથાલાલને ત્યાં હશે.

પુરૂષોત્તમ—હેં એમ છે. ત્યારે તો મને લૂંટનારપણ તે હરામખોર પ્રતાપ હોવો જોઇએ. કાલને કાલ હું તે તરફ જવા નીકળીશ અને તે દુષ્ટને પકડાવી તેને સજા કરાવીશ. તારૂં પાપ માફ થઇ શકે એવું તો નથી તો પણ હું તો તને માફ કરીશ; પણ નક્કી સમજજે કે પરમેશ્વર તને છોડી મેલનાર નથી. જા તું અહિંથી હવે જતી રહે. તારૂં દુષ્ટ મ્હોં

જોવા હું ઇચ્છતો નથી. તેમ તારા મલિન મુખમાંથી એક પણ શબ્દ સાંભળવા મારો વિચાર નથી.

આમ કહી તે પોતાના ઘર તરફ વળ્યો. ઘરે પહોંચ્યા પછી પણ પ્રતાપનું વેર લેવાનો અગ્નિ તેનાં અંતઃકરણમાં સખતપણે બળ્યા કરતો હતો; તો પણ તેની માના વિચાર અને કમળાની અરજને માન્ય કરી પાંચ દશ દિવસ પછી તેણે ત્યાં જવાનું યોગ્ય વિચાર્યું.

## પ્રકરણ ત્રીજું

આપણે ફરી એક વખત રૂપાળીને જઇ મળીએ. પ્રતાપ ત્યાં શેકાઇ સુખ ચેનમાં દિવશ નિર્ગમન કરી, તથા લાગ આવે પોતાની વિદ્યા અજમાવી શેઠેર જોવું છે એવું બાનું કરી રેકાણો. અમથાલાલ શેઠ રૂપાળી વયે આવતાં પ્રધાનના દીકરા સાથે તેણીને પરણાવવાનો વિચાર ચલાવવા લાગ્યા. રૂપાળીએ પોતાની કાકી પાસે જઇ પોતાનો સઘળો વિચાર તેણીને કહી સંભળાવ્યો. રૂપાળીની કાકીએ પોતાના પતિને આ વાત જણાવી જે સાંભળી અમથાલાલ ઘણા દીલગીર થઇ તેણીની પાસે આવ્યા. અને કહ્યું કે 'બચ્ચા તું સમજ. તારામાં હજુ છોકરવાદ છે. ટાઢા તાતાનો તને અનુભવ થયો નથી તેથી એકદમ આવું ઉછાંછળાપણું કરવું એ ઠીક કહેવાય નહિં. તારૂં બુરૂં વાંચવામાં હું શું રાજી છું? પ્રધાનના દીકરા જેવો તારી જોડ બને એવો બીજો કોણ છે? રૂપાળી? તેના ઘરમાં દોઢસો તો દાસીઓ છે; જે તને ખમાં ખમાં કરતી પાણી માગતાં દૂધ આણી આપશે.

રૂપાળી–બળ્યો એ પ્રધાનનો દીકરો. બળ્યો એવો દિવશ. બળો એવી દાસીઓ. મારે ખમાં નથી થવું. મને કરીને વરેલ મારા પતિ સાથે ઝુંપડાંમાં રહી મહેલનાં કરતાં હું વધારે

સંતોષ માનીશ. અરરર! આવું બોલ્યા પછે તમને જરાપણ પશ્ચાતાપ નથી થતો? મળીત લક્ષ્મીમાં આકર્ષાઇ ફક્ત પોતાના સ્વાર્થે માટે અરે! તમે એક કસાઇને ત્યાં સોંપતાં જરાપણ ડર ખાતા નથી? પ્રધાન પૈસાવાળો છે, આબરૂવાળો છે એ હું કબુલ કરૂં છું. પણ તેનો આઠ વર્ષનો છોકરો મારી જોડ બતાવો છો એ શું તમને લાજમ છે? આ રીતે વર્ત્તીને તમે એક પ્રકારનો કન્યાવિક્રય કરો છો તે શું તમને પરમેશ્વરનો ડર નથી? અમારી જેવી અબળાઓને કસાઇઓની પેઠે કતલ-ગ્રહમાં દોરી ફંસાવો છો તે શું તમને દયા નથી આવતી? વળી તમે ડાહ્યા થાઓછો કે હાલ કળીયુગ આવ્યો છે, વ્યભિચાર વધી ગયો છે, ધર્મનો નાશ થયો છે, નવા જુવાનીયા બગડી જાય છે, સ્ત્રીઓ પરપુરૂષ સાથે પલાયન થાયછે એ કેળવણી અને વખતનો પ્રતાપ છે. પણ કેળવણી અને વખત માથે દોષ મુકવામાં આપણું કદીપણ ભલું થનાર નથી. ૧૮ વર્ષની ભરયુવાનીમાં ખીલતી બાળાઓને છ માસના ટેટા સાથે પરણાવી, તથા ૮૦ વર્ષના સ્મશાનના મેમાન થવાવાળાને ૪ વર્ષની ગભરૂ સાથે હસ્તમેળાપ કરાવી તમારા જેવા વિચારના લોકડે માકડું વળગાડે છે એજ આ સઘળાનું કારણછે. આમ વર્ત્તવાવાળા પોતાનાં મનમાં ડાહ્યા સમજતા હશે પણ હું હિંમત રાખી કહું છું કે આ ભારતવર્ષના કાળના કાગડા, કલીના કીડા, અને કુસંપનાં કુળ તેઓ પોતેજ છે. કાકા! હું તમારી છોરૂ છું. મારે આટલું બધું બોલવું ન જોઇએ. પણ પેટ બળતાં બોલાઇ ગયું માટે માફ કરશો.

અમથાલાલ—(ગુસ્સાથી) બસ. હું તને કહું છું કે તું તારો લવારો મેલ. તને મેં ભણાવી ગણાવી, પાળી પોષી

મોટી કરી તે આટલાજ માટે'કાં? જ્યાં સુધી તું મારા ઘરમાં રહી છો. જ્યાં સુધી તું મારૂં અન્ન ખાઇશ ત્યાં સુધી તારે મા-રી મરજી પ્રમાણેજ વર્તવું પડશે. પ્રધાનનો દીકરો નાનો છે તો શું થયું? મોટાં છોરૂને ખાવા પીવાનું જોર હોવાથી જુ-વાની માં આવતાં શું વિલંબ લાગે? આટલું હું તને સમ-જાવું તે માન તો ઠીક છે નહિતર તું તારે મારા ઘરમાંથી જા. તને હું રજા આપું છું.

રૂપાળી—કાકા! કાકા! આ!વાં કડવાં વચન તમારા મોંમાં શોભે નહિં. માબાપ જ્યારે મરી ગયાં, અને હું તમા-રે ખોળે પડી ત્યારે આટલું બધું તમારૂં સાંખવું પડે છે. તમે મને જવાનું કહો છો તે ભલે હું તૈયાર છું. આજને આ-જ હું તમારા ઘરમાંથી નીકળી પડીશ. તમે મને મૂકી દેશો. પણ પરમેશ્વર કાંઇ છોડનાર છે? જેણે દાંત આપ્યા તે ચાવ-ણું પણ પૂરૂં પાડશે. પણ આમાં તમારૂં શું સારૂં કહેવાશે? આમાં તમારી શું આબરૂ વધશે?

અમથાલાલ—(શાંત થઇ) તું દીલગીર થામાં. મારા-થી વધારે પડતું બોલાઇ ગયું માટે તું મારી છોરૂછું છતાં તારી માફી માગ્યા વિના મારે છૂટકો નથી. જેવો તેવો હું હાલ તારા બાપને ઠેકાણે છું તેને આવુ અયોગ્ય ન બોલવું જોઇએ. દીકરી ચાહે તેવી ડાહી હોય, તે ચાહે તેટલી ભણેલી હોય તોપણ બાપની કે જેના તે સ્વાધિનમાં હોય તેની તર્ણી-એ આજ્ઞા પાળવી અવશ્યની છે. જુવાનીના તોરમાં કેટલાંક પરતંત્રતામાંથી સ્વતંત્ર થવાની આશાએ ઘર છોડી બીજે સ્થળે જતા રહે છે તેઓ પાછળથી કેટલાં પસ્તાય છે? બળ-તા અંતઃકરણથી મારાથી વધારે પડતું બોલાઇ ગયું હોય તો મનમાં કાંઇ લાવવું નહીં.

રૂપાળી—મારી મારી માગી તમે મને નરકાધિકારિણી કરશોમાં. આપની શીખામણ મારે માન્ય કરવી જોઇએ તેને બદલે તમને ખોટું લાગે એવું હું બોલી હોઊં તો મને માફ કરવું. માવિત્રની આજ્ઞા ઉલ્લંઘન કરૂં એવી હું અણુસમજુ નથી; પણ ફક્ત લગ્ન બાબતમાંજ હું અપવાદ ગણું છું. કારણ કે લગ્ન કરવામાં બીજો સઘળો વિચાર લીધાં પહેલાં તે બન્નેના સ્વભાવનો મળતાવશેક જોવો વધારે જરૂરનો છે.

અમથાલાલ—રૂપાળી! તારા બોલવાનો ભાવાર્થ હું સમજું છું. તારી કાકી સાથે વાત કરતાં પુરૂષોત્તમ વિષે તેં જરા વાતનો ઉચ્ચાર કર્યો હતો તે તારી કાકીએ મને કહ્યું છે; પણ તારો આ વિચાર નિરર્થક સમજવો. પુરૂષોત્તમ ચાહે તેવા છે તોપણ પ્રધાન-પુત્રની સમાન તે કોઇ દિવસ પણ થનાર નથી. વળી એ બોલે છે ભલે ને મીઠું મીઠું પણ એની આંખ મને બહુ મારકણી લાગે છે. નટવરલાલ શેઠના કામ ઉપર તે આવ્યા છે પણ એક પણ દિવસ તે કામ હાથમાં લઇ બેઠા નથી. પ્રથમ જેટલા તે મને વહાલા લાગતા તેટલા તે હાલ અકારા થઇ પડયા છે. ઘરમાંથી ધક્કો મારી કાંઇ આપણે એને કાડી મુકાય છે? એને પોતાને સમજવું જોઇએ. પણ થયું હવે. હાલ તો આ વાત જવા દો. વખત વિત્યે વાત. આગળ જતાં તું સ્વમેળે ઠેકાણે આવી જશે.

આમ કહી તે ત્યાંથી પોતાના કામપર ગયો અને રૂપાળી છિન્ન ભિન્ન -હૃદયે, શિથીલ શરીરે, મોતીજેવાં ખરતાં અશ્રુએ અને ધ્રુજતે શરીરે લમણે હાથ દઇ બેઠી.

આ તરફ ભીરૂએ એક દિવસ પ્રતાપને કહ્યું કે ભાઇ હવે આપણે અહિંથી નીકળીએ તો ઠીક. દરરોજ મને કુ

સ્વપ્નાં આવે છે તેથી કાંઇક અનર્થ થશે એમ ધાસ્તી રહે છે. આના જવાબમાં પ્રતાપે તેને મૂર્ખમાં ગણી કહ્યું કે "ભીરૂ ! તારી મુર્ખાઇ તો કોઇ દિવસ પણ મટી નહિં. સારાં માઠાં સ્વપ્નને ખરી બાબત સાથે કશો પણ સંબંધ નથી. દિવસે થયેલ વિચાર ઉંઘમાં ઘોળાઇ તે પરથી જે નવા તુરંગ ઉત્પન્ન થાય તેજ સ્વપ્ન: તેમજ તારા દિવસના સંકલ્પો પ્રમાણે સ્વપ્નાં આવે એમાં કાંઇ પણ આશ્ચર્ય નથી.

આમ વાતો કરતા હતા એટલામાં ઉપરથી તેઓને જમવા હાક થઇ. તેથી આ બન્ને જણ ઉપર ગયા. તેઓ હજી જમતા બેઠા હતા તેટલામાં પુરૂષોતમ પ્રતાપની શોધ કરતો કરતો અહિં આવ્યો. તેના પર નજર પડતાં ભીરૂ અને પ્રતાપ ચમકયા; અને ટપાલની ગાડીમાં બાંધેલ મુસાફર સ્મરણમાં ચડી આવ્યો. પુરૂષોતમ તેઓને જોઇ એક સટે દોડયો અને અથાલાલ ને કહ્યું કે "અમથાલાલ શેઠ ! આ તમે શું કરો છો? આવા દુષ્ટ અને પ્રપંચીને તમારી તરફથી આશ્રય મળે એ તમારા જેવા પુરૂષને લાજમ નહિં. આ પુરૂષ જે કેવળચંદ નામ ધારણ કરી તમારી સર્વેની પ્રીતિ સંપાદન કરી બેઠો છે; અને જેણે સેંકડો બલકે હજારો ખુનો કર્યા છે તે પ્રતાપ છે. એણે ટપાલ ગાડી સાથે મને બાંધી મેલ્યો હતો તેની નિશાની હજુ સુધી મારા શરીરપરથી ગઇ નથી. અને મને ખાતરી થઇ છે કે જે કાગળથી તમારા ઘરમાં તે આટલો બધો માનવંતો થઇ ગયો છે તે કાગળ તેણે તે ટપાલની ગાડીમાંથી મેળવ્યો છે."

આ બીના સાંભળી સર્વે સ્તબ્ધ થઇ ગયા. પ્રતાપનું મોં પડી ગયું; અને ભીરૂનો કોળીઓ મોંમાંજ અટકી રહયો. પ્રતાપનું નામ સર્વે વિખ્યાત હતું તેથી આ નામ સાંભળતાં

અમથાલાલનાં રોમાંચ ઉભાં થયાં; અને તે ગુસ્સાથી બોલ્યો કે "અરે? પ્રતાપ!! હજારો સ્ત્રીઓના મુંડનનું કારણ રૂપ? હજારો બાલકને નિરાધાર કરવાનું કારણરૂપ? આ,જ પ્રતાપ મારા ઘરમાં? ધિઃક છે તને:" આમ કહી ચણુ કરી અમથાલાલ બેઠો થયો. પ્રતાપ અને ભીરૂ પણ તુરત ઉભા થયા. થોડી વારમાં ગડબડ સાંભળી અમથાલાલના બે ત્રણ નોકરો ઉપર ચડી આવ્યા, અને તેઓએ તેના હુકમથી પ્રતાપ અને ભીરૂને પાસેના ઓરડામાં ધકેલી ઉપરથી તાળું વાસી દીધું. પુરૂષોત્તમ કંઇપણ વિલંબ વગર તુરત પોલીશના મકાન તરફ દોડી ગયો. પ્રતાપના સુભાગ્યે ઓરડાની અંદરની બારી કોઇને ધ્યાનમાં નહિં આવતાં અમસ્થી અટકાવેલ પડી હતી તેમાંથી ભીરૂ અને પ્રતાપ પાસેના વાણીઆના ઘરમાં ઉતરી પડયા. વાણીઓ આ વખતે એકલો બેઠો હતો તે આ બન્નેને ઓચિંતા જોઇ ઘણો ગભરાઇ ગયો. પણ પ્રતાપે તેને ધીરજ આપી કહ્યું કે "અમે ચોર નથી. તમે ધાસ્તી રાખોમાં અમે દેણદાર થવાથી અમારા માગનારાઓએ અમારી પછવાડે સિપાઇઓ મોકલ્યા છે જેથી નાશીને તમારે સરણે આવ્યા છીયે. હવે અમને મારો ચાહે ઉગારો.

વાણીઓ—અડેડે બાપા!! તમને હું માડા ઘડમાં સંટાડું નહિં. કયાંક બખડ પડે તો માડયો જાઉં. અડે બાપડીઆ માડા ઘડમાં ટમે કયાંથી આયા?

પ્રતાપ—અરે વાણીઓ થઇને જીવ તરફ આમ બેદરકાર કેમ છો? આટલું હું કરગરૂં છું તોપણ શું તમને દયા નથી આવતી? તમારા ઘરમાં સંતાડવાનું હું નથી કહેતો પણ અમને એક રસ્તો બતાવો તો અમે ચાલતા થઇએ.

વાણીઓ—હયો હયો. તાડે આ બાયણુ ઉઘાડું છે. પછવાડે વાડીમાંથી જતા ડો. આગડ ચાલતાં ડાજ માડગ આવશે. પણ મેડબાની કડી માડું નામ લેતા નહીં.

કાંઈ પણ ઢીલ કર્યા વિના પ્રતાપ ભીરૂને તેડી બતાવેલ માર્ગે ત્યાંથી ચાલતો થયો. ગામ મોટું હતું, વળી ગામ બહાર જવાથી વખતે પુરૂષોત્તમ વગેરે આવી મળે, એટલુંજ નહિં પણ ગામમાં હોતાં રૂપાળી સાથે મેળાપ કરવાનો કોઈ દિવસ લાગ મળે એવા વિચારથી તે ગામમાંથી નાશી ગયા વિના એક જુદું મકાન ભાડે લઇ રહ્યા. આ સ્થળે દાના નામના એક ત્રીજા જણ સાથે આ બન્નેને મિત્રાઈ થઈ. સમાન સ્વભાવી પુરૂષ ચક્ષુમેળાપ થતાંજ મિત્રાઈરૂપી પવિત્ર ગાંઠમાં જોડાઈ જાય છે તેમ દાનાની ઓરડી તેઓની નજદીક હોવાથી એક બીજાના જવા આવવાના પરિચયથી તેઓની જીગરજાન દોસ્તી બંધાઈ ગઈ. દાનાને પણ આજ જોઈતું હતું. પ્રતાપ અને ભીરૂનાં નામ તેણે પ્રથમથીજ સાંભળ્યાં હતાં જેથી ઘેર બેઠાં તેઓને સમાગમ પામવાથી તે ઘણો આનંદ પામ્યો. પ્રતાપ સાથે વખત જતાં તે એવો હળી ગયો કે દરરોજ રૂપાળીના કાગળ લઈ આવવા લઈ જવાનું તેણે હોંસથી માથે લીધું. આ સઘળા કાગળો ઘણા લાંબા હોતાં તે દાખલ કરવાથી પુસ્તકનું કદ વધી પડે એ ધાસ્તીથી તેમાંથી બે મુખ્યનીજ મતલબ નીચે આપેલ છે.

પ્રિયપ્રાણ! વિરહમાંને વિરહમાં હું બળી ગઈ. પત્ર લખી લખીને આપણા હાથ ઘસાઈ ગયા, કલમ નાબુદ થઇ ગઈ, અને શાહી ખુટી પડી તોપણ આપણા સુખનો કયાંયપણ આરો આવ્યો નહિં. મારા કાકા તો પ્રધાનના દીકરા સાથે મને

પરણવાનુંજ નીમ લઇ બેઠા છે. તેથી મારે તો સુડી વચે સોપારીની પેઠે થયું છે. તમે મને ત્યાં નાશી આવવાનું કહો છો; પણ નાસવું એ દુષ્ટ પુરૂષોને આપણા વિષે જરા-હીણું બોલવાનું બારૂં છે. પછે તમે જેમ કહો તેમ કરૂં. આપણી મરજી પ્રમાણે ચાલતાં મારા કાકા કાકીનું અપમાન થાય છે; અને તેઓનું માન રાખતાં મારા વચન, ટેક અને પતિવ્રતપણામાં ભંગ પડેછે. આવા પરિતાપમાં હું ઘેરાણી છું તેથી તેમાંથી મને મુકત થવાનો તુરત ઉપાય સુચવશો. નહિંતર મારા શા હાલ થશે તેનો ખ્યાલ મારાથી થઇ શકતો નથી. હાલ આજ.

લા૦ દર્શનાતુર દીન દાસી રૂપાળી.

પ્રતાપનો જવાબ

પ્રિયા! હું પણ હમેશાં તારાજ વિચારમાં છું. પણ શું કરૂં? તારે ત્યાંથી નાસવાની મોળી મરજી છે તો તું નક્કી સમજ જે કે આ વગર આપણા સુખનો આરો કયાંય પણ આવનાર નથી. કારણ તારો કાકો આપણા બન્નેના લગનની કોઇ કાળે પણ સંમતિ આપનાર નથી. તો તને લખવાનું કે તું જો તારા અંતઃકરણમાં મારા વિષે ખરે-ખરી દાઝતી હો તો કાંઇપણ વિલંબ વગર કાલ રાત્રિના બાર બજે મને ભગુ શેઠના ઘર આગળ આવી મળજે. હું ત્યાં તારી રાહ જોતો ઉભીશ અને જો ઉપર ઉપરથી તું સઘળું લખતી હો તો મને દાઝયા ઉપર ડામ તે પ્રમાણે હેરાન કરવો. યોગ્ય નથી. લગન થયા પછે તું તારે તારા કાકાના પગમાં પડી માફી માગજે એટલે લાચારીથી તે સંતોષ પકડશે. અને વખતે ન રાખે તોપણ શું થયું ? લગન થઇ રહયાં પછે તેનાથી કાંઇ પણ થનાર નથી.

આ કાગળ વાંચી રૂપાળીને ઘણી ચટપટી થઇ. ઘડીકમાં જાણે જાઉં તો ઠીક, ઘડીકમાં જાણે ન જાઉં તો ઠીક. એમ જુદાજુદા વિચાર તેણીને થવા લાગ્યા. એક વખત તેણીને વિચાર થયો કે "અરે! મારા કાકા કાકીનું મન નહિં સચવાય તો મારા હૃદયને નિવૃત્તિ કયાંથી મળે? પણ પાછો થોડી વારમાં તે વિચાર નષ્ટ થઇ ગયો અને તેને ઠેકાણે બીજો વિચાર થયો કે "મારા મને કરીને હું પ્રતાપને વરી ચુકીછું; અને તે શિવાય આ પૃથિવ રસાતાલ જાય, પુર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગે, અને સમુદ્ર મર્યાદા મૂકીદે તોપણ બીજાનો હું હાથ ગૃહણ કરનાર નથી એમ મેં પણ લીધું છે. તેથી મારા કાકા કાકીની મરજી પ્રમાણે ચાલતાં મારો આખો ભવ વિધવાપણામાં જાય; અને જીવતર જ્યારે વિધવાપણામાં જાય ત્યારે તો જીવવું નકામુંજ." આમને આમ બેચેનીમાં રૂપાળીએ આખો દિવસ કાડયો; અને રાત્રિમાં પણ સર્વેજણ વાળુ કરી પોતપોતાને બીછાને ગયાં તોપણ તે વિચાર તેના મનમાં ઘોલાયાજ કરતો હતો. રાત્રિના બાર બજ્યા તે તરફ તેણીનું ધ્યાન ખેંચાતાં એકદમ ચમકી; અને કાંઇપણ બોલ્યા વિના મુંગે મ્હોડે દાદરો ઉતરી ચાલી ગઇ. જણાવેલી જગ્યાએ અગાઉથી આવીને પ્રતાપ ઉભો હતો તેણે રૂપાળીને જોઇ ઘણા આનંદ સાથે પોતાની પછવાડે ચાલવા ફરમાવ્યું. લગ્ન સારૂ બ્રાહ્મણોનો બેત પ્રતાપે અગાઉથીજ કર્યો હતો તેથી ઘેર ગયા પછે થોડા વખતમાં આ બન્નેજણ નિર્વિઘ્ને પરણી ઉતર્યાં. પરણી રહ્યા કેડે એમ પરણેતરના પોષાકમાંજ રૂપાળી પ્રતાપના કહ્યાથી ત્યાંથી નીકળી અમથાલાલ શેઠના પગમાં આવી પડી. પરણેતરની સાડી, મીંઢોલ, કપાળની પીર, અને દાંતની ચુડી વગેરે જોઇ અમ-

થાલાલ શેઠના હોંસ ઉડી ગયા. રૂપાળી ને સવારના પહોરમાં નહિં જોતાં તે શોધ કરતો હતો તેને આથી વધારે નિરાશી આવી અને સઘળું સમજી ગયો. ગુસ્સાથી તેણે કહ્યું કે "બસ હવે ત્યાંજ રહે જે. તારો ને મારો સંબંધ બંધ થયો છે. મારા વિચાર પ્રમાણે તું નહિં વર્તી, એ દુષ્ટ પુરૂષના દુષ્ટકર્મોથી તું માહિતગાર છતાં એને પરણી તો જા તારૂં કર્યું તું ભોગવ."

"જેને હું વચન દઈ બેઠી હતી; જેને હું મારા મને કરીને વરી ચુકી હતી; તે ચાહે તેવો હોય તો શું થયું? મારૂં વચન આ બાબતમાં મેં પરિપુર્ણ કર્યું છે એમ હું સમજું છું; તેથી ભલે હું અહિંથી હવે જવા તૈયાર છું. પરમેશ્વર તમારૂં ભલું કરો." આમ કહી તે ત્યાંથી ચાલવા લાગી; પણ રૂપાળીની કાકીએ આડી પડી તેણીને અટકાવી, અને અમથાલાલને કહ્યું કે "થયું બનનાર હતું તે બન્યું. આપણે ચાહે તેટલા વિચાર કરીએ તોપણ પરમેશ્વરની નજરમાં જે સારૂં લાગે તે કરેછે. માટે જે બન્યું તેપર સંતોષ માનવો. આપણે દીલગીર તો એટલા માટે થવું જોઈએ કે આવી રૂપવાન દીકરી, અઢી મણની રેશમી તળાઈ પર સુવાવાળી એક ધુર્ત, નિર્દય લૂગ્રાસ સાથે જોડાણી. રૂપાળીને હવે આપણી ઓરડીમાં આપણી નજર નીચે રાખીએ કે ગામમાં લોકોને જાણવાનું કારણ મળે નહિં". "ભલે તારે જોઈએ તેમ કર" એમ કહી બડબડતો બડબડતો અમથાલાલ ત્યાંથી ચાલ્યો ગયો. અને રૂપાળી પોતાની ઓરડીમાં જઇ બેઠી. જ્યાં પતિવ્રતા સ્ત્રી પતિવિરહથી પીડાતી આખો દિવસ શોકમાં નિમગ્ન રહેછે તેમ રહેવા લાગી. તેણીની કાકીએ ઘણી સમજાવી છતાં દિવસમાં એક વખત ભોજન કરવા લાગી. અને

જેમ બને તેમ દેહ દમન કરી પોતાના પતિનું અહરનીશ સ્મરણ કરવા લાગી.

આ વાત આટલે મુકી આપણે કમળાનું વૃત્તાંત પુર્ણ કરીએ કે જેથી "કમળાનું શું થયું હશે!" એવી વાંચનારની જીજ્ઞાસા તૃપ્ત થાય.

પુરૂષોતમ પોલીશનાં માણસોને ત્યાં તેડી આવ્યા પછે પ્રતાપ અને ભીરૂની ઘણી શોધ કરી છતાં તેઓનો કાંઈ પણ પતો નહિં મળવાથી નિરાશ થઈ પાછો પોતાને સ્વદેશ આવી રહયો. કમળાને તેણે વચન આપ્યું હતું તેમ એક સરકારી શાળામાં વગ લગાડી તેણીને રૂપિઆ પચીશના પગારે રાખી દીધી. જ્યાં ડહાપણ, હુશિઆરી, સમાનદ્રષ્ટિ, અને નીતિથી થોડા વખતમાં તે મુખ્ય મહેતીજી થઈ.

પ્રતાપ અગાઉ આ ગામમાંથીજ પરણ્યો હતો, તેનો સસરો એક ધનવાન માણસ હતો. પ્રતાપની સ્ત્રી પણ ઘણી ડાહી અને ભણેલી હતી. પણ પ્રતાપ નાનપણમાં લૂચ્ચા લોકોની સંગતમાં પડવાથી તેને તેણી પર અભાવ થયો. દિવસ જતાં તેનાં દુર્ગુણો વધારે વધારે ઉત્કર્ષ થવા લાગ્યા તેથી પ્રતાપની સ્ત્રી આ ચિંતામાંને ચિંતામાં મરણ પામી. દીકરી દુખમાંથી છુટી એમ જાણી મનજી ( પ્રતાપના સસરા ) એ કાંઈ વધારે અફશોસ નહિ કરી કમળા આ વખતે ઘણી નાની હતી તેને પોતાને ઘેર તેડી જવા પ્રતાપને જણાવ્યું. પણ પ્રતાપે તે ઉપર ધ્યાન નહિં આપી કમળાને કાળાને ત્યાં રાખી. ત્યારપછે શું થયું તે આપણે જોયું છે. ઘણી મુદત થયાં છતાં મનજીને કમળા વિસારે પડી ન હોતી પણ અહરનીશ તેણીની શોધજ કરાવતો હતો. એક દિવસ ઇનામને

પ્રસંગે મનજી બીજા માણસો સાથે કન્યાશાળામાં ગયેલ તેવારે કમળા પર તેની નજર પડતાં પોતાની દોહિત્રી સાંભરી આવી. કમળા સામો જેમ જેમ તે એક ટસે જોવા લાગ્યો. તેમ તેમ માત્રિત્ર-પ્રેમ તેના મનમાં ઉછળવા લાગ્યો. થોડી વખતમાં કમળાની પણ તેની ઉપર નજર ગઈ. નાનપણથી તે તેનાથી છુટી થઇ હતી, એક વખત પણ તેણીએ એને દીઠો ન હોતો તોપણ એને જોતાંજ તેને બોલાવવાની એને સ્વભાવિક ઇચ્છા થઈ. પણ ઇનામનું કામ ચાલતાં તે મૌન્ય રહી. થોડી વખતમાં આ કામ ખલાસ થતાં સર્વે પોત પોતાને ઘેર ગયા તોપણ મનજી શેઠ એક બાંક ઉપર લમણે હાથ દઇ બેઠો રહ્યો. પુરૂષોતમ મનજીને સારી પેઠે ઓળખતો હતો તે આ વખતે તેની પાસે આવ્યો અને તેને દીલગીર થવાનું કારણ પૂછ્યું. જવાબમાં મનજીએ પ્રતાપ સાથેનો પોતાનો સંબંધ તો ન કહી દેખાડયો પણ મોભમમાં પોતાની દીકરીની સ્થતિ અને કમળાનું વૃત્તાંત તેને કહી સંભળાવ્યું. કાળાએ કમળાને પ્રતાપની વાત ન હોતી સંભલાવી; પણ મનજી વિષે તેણે કાંઇક ઇસારો કર્યો હતો તેથી આજ મારો નાનો છે એમ જાણી પુત્રી ભાવે દોડી કમળા મનજીને બાઝી પડી. મનજી-"મારી કમળી!! અરે તુંજ મારી કમળી!!! કમળી! તું ઓછું નહિ લગાડીશ હો. મેં તને વિસારી મેલી ન હોતી. દુષ્ટ પુરૂષના છાંટા તેના સહવાસીને પડેછે તે પ્રમાણે લૂચ્ચા લોકોના સંબંધે તને હેરાન બહુ થવું પડયું હશે!" કમળા (ગળગળી થઈ) અહા! તમારે આટલું બધું દીલગીર થવાનું કંઈ કારણ નથી. ભાવિ પ્રબળ છે તેથી જે બનનાર હતું તે બન્યું. એમાં કાંઈ વધારે અફસોશ કરવો નહિં. કાળો અને કુકર્મા મારી તરફ

સભ્યપણે વર્ત્તતાં હતાં; પણ ધૂળ પડી એની સભ્યતામાં. પુરૂષોતમ શેઠને લુંટી લેવાના ઇરાદાથી મારી નાંખવા તેઓ તૈયાર થયાં હતાં પણ સઘળું જાણી જવાથી તેણે કાળાને મારી નાંખ્યો અને કાળાગૃહમાંથી છોડાવી મને અહિં રાખી. એની અમૃતદ્રષ્ટિથી મને આ જગ્યા મળી છે. અને હવે હું આનંદમાં છું.

મનજીએ પુરૂષોત્તમનો ઘણો ઉપકાર માન્યો અને કમળાને કહ્યું કે "હવે આપણે ઘેર ચાલ. તારે પ્રતાપે આપણા ઘરમાં કશી પ્રકારની ન્યુનતા નથી. મારી દોલત કોણ ભોગવશે તેની મને ફિકર રહેતી હતી તે તું હવે મારી દીકરી કહેતો દીકરી, દોહિત્રો કહે તો દોહિત્રી અને પુત્ર કહે તો પુત્ર પ્રાપ્તિ થઇ તેથી સઘલી ચિંતા મટી ગઇ. સારા કુળવાન પતિ સાથે તને પરણાવી હું મરી જઇશ તો ભાગ્યવાનની પંકતિમાં ગણાઇશ." પુરૂષોતમે ઘણી ખુશીથી સંમતિ આપી જેથી તેનો ઉપકાર માની કમળા મનજી સાથે તેને ઘેર આવી.

મનજી ઝાઝું ભણેલ તો ન હોતો પણ જુદી જુદી જાતના પુસ્તકો વાંચવાથી સુધારાના થોડાંક બીજ તેના અંતઃકરણમાં રોપાયાં હતાં. કજોડાં સ્ત્રી પુરૂષના કેવા ભવાડા થાય છે, તેઓ દુષ્ટ કામમાં કેટલાં પ્રવર્તે છે એ દાખલા દલીલ સાથે તેણે ઘણી વખત વાંચ્યું હતું; સ્ત્રી પુરૂષના જીવ મળ્યા વિના થયેલ લગ્ન કેટલાં વિઘ્નકારક ઉતરે છે તેની છાપ તેના અંતઃકરણમાં બરોબર પડી રહી હતી. તેથી કમળાનું વેવિસાલ કરવામાં તેણે કયાંય પણ પોતાની મરજી નહિં વાપરતાં વાત ઉપર વાત ચલાવી તેણીનો વિચાર જાણી લીધો. પુરૂષોત્તમે કમળાપર ઘણા ઉપકાર કર્યા છે, તેણીને તેણે દુષ્ટ

ઘરમાંથી છોડાવી છે તેથી કમળાનું મન તેની તરફ ખેંચાય છે. વળી પુરૂષોત્તમ પણ હુશિઆર અને સુધરેલ છે એવું જાણી મનજીને આ કામ ઘણું યોગ્ય લાગ્યું. વાતમાં વાત ચડાવી જેમ તેણે કમળીના વિચાર જાણ્યા તેમ પુરૂષોતમના મનનું વલણ પણ તેણે જાણી લીધુ જેથી કંઈ પણ વિલંબ વગર આ બન્નેને લગ્નની પવિત્ર ગાંઠથી જોડી એક ખાસ કરાવેલ મકાનમાં રાખ્યાં. જ્યાં આ ભાગ્યવાન જોડું આ દુઃખ રૂપી દરિઓ કહેવાતા સંસારમાં સલાહ અને સંપરૂપી નાવથી તરી સુખ ચેનમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યું.

આ તરફ પ્રતાપને પરણ્યા પછે રૂપાળીને મળવાનો ફરી પ્રસંગ આવ્યો નહિં કારણ અમથાલાલે તેણીને સખત ચોકીમાં રાખી હતી તેમ રૂપાળી પણ તેઓની ઉપરવટ થઈ નીકળી શકી નહિં તેથી આ બન્નેનો લાંબા વખતને માટે વિયોગ રહયો. રૂપાળી તો ગમગમીમાં રહેતી પણ પ્રતાપ પણ ઘણો વિહ્‌વલ થઈ ગયો અને તેણીને મેળવવાનો યત્ન કરવા લાગ્યો.

એક વખત બજારમાંથી તે ચાલ્યો જતો હતો તેવારે કોઈ ઘરડો માણસ હાથમાં કાંઈ પોટલું લઈ જતો તેને મળ્યો. તેને તે ઓળખતો ન હોતો છતાં તેને બોલાવીને કહ્યું કે કાકા? તમે કયાં જાઓ છો? કાંઈ ઓળખાણ પડેછે? તમને મેં કયાંક દીઠા છે?? તમારા મોં પરથી હું તમને ઓળખું છું પણ તમારૂં નામ ભુલી ગયો છઉં.

માણસ—હું તમને ઓલખતો નથી. માફ કરજો. જરા ચાલો મારી સાથે. આ હીરા કંઠી છપાવવી છે. તમને પણ મેં કયાંક દીઠા હોય એમ લાગે છે.

"આપણે ક્યાંય ભેગા થયા હશું. જોઈએ કેવીક હીરા સાંકળી ઘડી છે?" (હાથમાં લઈ જોતો જોતો,) "વાહ? સોનું બહુ સારૂ છે હો" આમ કહેતો પ્રતાપ ચાલ્યો જતો હતો. તે થોડી વખતમાં વાત કરતો કરતો લઘુનું ખાનું કરી નીચો બેશી ગયો. ભોળા બીચ ગ નિષ્કપટી માણસને તેનાપર કાંઈ વહેમ નહોતો તેથી આવશે એમ ધારી હળવે હળવે ચાલતો થયો. પ્રતાપને આજ જોઈતું હતું તે માણસ દ્રષ્ટિમર્યાદાથી દૂર ગયો કે તે ઉભો થયો અને પાસેની ગલીમાં ચાલ્યો. કોઈ પણ મનુષ્ય તે બુઢા માણસને પોતાના સમાચાર ખરેખર રીતે આપી ન શકે એવી ઈચ્છાથી આ વખતે પોતાના માથા બંધણાંનો ઘાટ તેણે બદલાવી નાંખ્યો અને લંગડો હોય તેમ લંગડાતો લંગડાતો ચાલવા લાગ્યો. પ્રતાપ માથાબંધાણું બદલાવતો હતો તે વખતે ભ ગ્ય યોગ્યે એક સિપાઈ તેની ચર્ચા જોતો દૂર ઉભો હતો. પ્રતાપને આની કાંઈ ગમ નહોતી તેથી પોતાની મસ્તાઈમાંજ ચાલવા લાગ્યો. સિપાઈને તુરત તેની પર શક ગયો. અને શક પડતાં કંઈ પણ વિલંબ વગર તેને પકડયો.

**પ્રતાપ** (ગુસ્સાથી)—પોલિસની આ ગામમાં બહુ સખતાઈ હોય એમ લાગે છે. મારૂં કાંડું તેં શા માટે પકડયું છે તેનો તું જવાબ દે. નહિંતર મારા અપમાન માટે હું તને કોર્ટમાં ઘસડીશ અન્યાયે કોઈથી પણ કાંઈ થનાર નથી. વગર તકસીરે મને હાથ અડાડવાનો તારે શું અધિકાર છે?

**સિપાઇ**—તમને અડવાનો મારે અધિકાર છે કે નહિં તે સવાલ પુછવાનો તમારો અખતિયાર નથી. આ વિષે કોર્ટમાંથી દાદ મેળવી મારાપર તમારે જે કરવું હોય તે કરજો;

અને હું પણ તમારાં વિષે કાંઇ હશે તો બતાવીશ. માટે આ વિષે રસ્તામાં મારી સાથે તમારે કાંઇ પણ હુજત કરવી નહિં.

પ્રતાપ—(વીંટી લઇને) લ્યો લ્યો. તમારી તસ્તી માટે. મને જતો મેલો. મારે જરા ઉતાવળનું કામ છે. નહિંતર તમારી સાથે આવવામાં મારે કશો પણ વાધો નહોતો.

સિપાઇ—અરે? એ શું? ખીસામાં નાખી દ્યો ખીસામાં કયાંક કેદમાં ચાલ્યા જશો. બીજાના રાજ્ય જેવું અમારૂં રાજ્ય નથી કે લાંચનો વહીવટ ચ લે. અમારો રાજા એવો તીખો છે કે લ ચનું સાંભળે તો ટુકડે ટુકડા કરી નાખે. બીજા દેશના જેવી અહિંની પોલીશ નથી કે મારી, તોડી, ટાળી, ભુંસાડીને આમતેમ કરી ગુન્હા પકડી લાવે. અહિં તો નીતિમાન રાજા અને અમલદારોના હાથ નીચે પોલિશ એવી ન્યાયને મારગે ચાલે છે કે, તવંગર કે નિર્ધનનો તેની પાસે કાંઇ પણ તફાવત ગણવામાં આવતો નથી. અને કોઇએ તફાવત ગણ્યો એમ સંભળાણું કે થઇ રહ્યું તમને હું સલાહ આપું છું કે આવી રીત કોઇને પણ લાંચ બતાવતા નહિં. નહિંતર કયાંક સપડાઇ પડશો."

આટલા વખતમાં તો પોલીશ—મકાન આવ્યું. ત્યાં ફોજદાર પાસે તે સિપાઇએ પોતાની જુબાનીમાં લખાવ્યું કે " હું મારી નોકરીપર હતો. દરમીયાન મજકુર કેદીને મેં કાંઇ છોડતાં બાંધતાં જોયો. આથી હું તેની ચર્ચા જોવા લાગ્યો. થોડી વખતમાં પ્રથમ તે સાધારણ માણસની માફક ચાલતો હતો તે હવે લંગડાતો લંગડાતો ચાલવા લાગ્યો. આથી મારા શકમાં વધારો થતાં હું તેની પાસે ગયો અને તેનું નામ ઠામ પુછ્યું. જવાબમાં તેણે સંતોષકારક ખુલાસો નહિં આપતાં મેં તેને આપની હજુર હાજર કર્યો છે."

આમ જ્યાં તે સિપાઇ બોલતો હતો તેવામાં તે બુઢો માણસ હાયવોયના પોકાર કરતો દોડી આવ્યો. પ્રતાપ પર નજર પડતાંજ "જુઓ સાહેબ આજ મારી કંઠી લઇ ગયોછે અને તેજ કંઠી મારી આટલી હાયવોયનું કારણ છે." એમ તે બુઢે કહ્યું. આ સાંભળી ફોજદારે તેની જડતી લેવરાવી. જડતી લેતાંજ ચોર ખીસામાં સંતાડેલ કંઠીપો ફોજદારને પ્રત્યક્ષ પુરાવો મળ્યો. બોલાવેલ વૈદ્યને તેનું લંગડાપણું ખરૂં છે કે ખોટું તે તપાસવાનો હુકમ કર્યાથી તે વૈદ્યે અરધો કલાક સુધી તેની તપાસ કરી કહ્યું કે "મજકુર કેદીના પગની નસો કાંઇ પણ અટકાવ વિના આડી અવળી ફરી શકે છે અને ઘુંટણના સાંધાને કંઇ પણ દરદ હોય એમ જણાતું નથી. માટે આ શકદાર બીના લાગે છે." આ ઉપરથી ફોજદારે તે કેસ કોર્ટમાં કમીટ કર્યો. જ્યાં કંઠી ચોર્યા વગર બીજા પુરાવાની ગેરહાજરીમાં પ્રતાપને છ માસની આસાન કેદ મળી.

પ્રતાપ પોતાનું મકાન દેખાડવાને એક સિપાઇને સાથે તેડી પોતાની ઓરડીએ ગયો હતો તેથી દાના અને ભીરૂને પ્રતાપને કેદ મળી તે કાંઇ અજાણ્યું નહોતું. દાનાએ ભીરૂને કહ્યું કે "ભાઇ આપણી ખરી મિત્રાઈ હવે જણાઇ આવશે. સુખમાં તો સૌ મિત્ર થવા દોડે પણ આવા અડીકડીના વખતમાં ખરી ખોટી મિત્રાઇ જણાઇ આવે છે. માટે આ વખતે આપણે બેઠ કસી પ્રતાપને છોડવવો જોઇએ. આ પૃથ્વિમાં આવા જીવજાન દોસ્તો ઘણા ભાગ ગાળીની પંકિતમાં ગણાય છે. ટુંકામાં મારે તને એટલુંજ કહેવાનું છે કે આજ રાત્રે જેમ તેમ કરી હું કેદખાનામાં ધુસી જઇશ અને પ્રતાપને લઇ ધોળા કોઠાની બારીએથી ઉતરીશ.

તારે બીજું કાંઈ કરવાનું નથી ફકત આપણા ઠરાવેલા વખત ઉપર તે કોઠા નીચે આસપાસ તપાસ કરતો રહેજે કે અમે ઉતરવા વખતે કોઈની દ્રષ્ટિએ પડીએ નહિં.

ભીરૂ—ભલે ભલે મારા મિત્ર માટે મારે મારૂં માથું આપવું પડે તો પણ શુ? પ્રતાપભાઈ મને ભલેને બીકણ બીકણ કહે છે પણ આજ જુઓ!! હું ઘણી વાતે બીકણ છું તે હું કબુલ કરૂં છું પણ મારા મિત્રના ફાયદા માટે એક પણ ડગલું પાછું ભરનાર નથી. બીક કયારે લાગે? આપણો જીવ વહાલો લાગે ત્યારે. પણ આ કામમાં તો મારે મારા જીવની કાંઈ દરકાર નથી તેથી બીક એવો શબ્દ પણ હાલ મારા મનમાં નથી.

દાનો—વાહવા! મિત્રો તો આવાજ જોઈએ. બાકી કેટલાક જણ કોઈની સ્ત્રી મેળવવાની લાલચે કે ધનની આશાએ મિત્રાચારી બાંધે છે તે મિત્રાચારી ઝાઝો વખત ટકતી નથી; અને અંતે સઘળું પોકળ પ્રગટ થાય છે એટલુંજ નહિ પણ જેઓ પ્રથમ તનમિત્ર કહેવાતા, તેઓ પાછળથી એક બીજાના કટ્ટા દુશ્મન થઈ પડે છે. તમારામાં આવી હિંમત અગાઉ મેં કોઈ વખત પણ જોઈ નહોતી. જે મિત્ર-ફરજ બજાવવામાં આવેલી જોઈ મને ઘણો હર્ષ થાય છે.

દાનો અને ભીરૂ આમ વાતો કરતા હતા તેટલામાં રાત્રિના અગ્યાર વાગ્યા; પ્રતાપના નશીબે કે ભીરૂ અને દાનાને નિર્વિઘ્ને મિત્ર—ફરજ બજાવવામાં મદદ કરવા સારૂ આકાશમા વાદળાં એકદમ ચડી આવ્યાં: પવન જોરથી ફુંકવા લાગ્યો; વીજ અને ગડગડાટ થવા લાગ્યાં અને થોડી વખતમાં વરસાદ પણ મુસળધા વરસવા લાગ્યો રે દાનાને આ બહુ સારો લાગ મળ્યો. ભીરૂને તેણે કોઠા નીચે ઉભો

૫

રાખ્યો અને આસ્તે આસ્તે પેરેગીરની નજર ચુકાવી તુરં-ગમાં ચાલ્યો ગયો. કોઈ કોઈ વખત રાજા ત્યાં ઓચિંતો જઈ ચડતો તેથી પહેરગીર હતો તો સાવધ પણ વરસાદના પડવાના અવાજથી અને અત્યંત અંધારાંથી દાનાને તે જાણી શકયો નહિં. આ લાભ લઈ દાનો તરત અંદર દોડી ગયો અને પ્રતાપને ચેતાવવા ઓળખાય નહિં તેવા જનાવરનો સાદ કાડયો ગુપ્તકામ કરવામાં એકબીજાને ચેતાવવાને ભીરૂ અને દાનાને પોતે શીખવેલ અવાજ સાંભળી અર્ધિ જાગ્રતિ અવસ્થામાં પડેલ પ્રતાપના કાન ચમકયા. કયાંથી અવાજ આવ્યો તે જાણવાના ઉમંગથી તે ધ્યાન દઈ ઉભો તેટલામાં વળી બીજો અવાજ તેને કાને પડયો. દાનો કે ભીરૂ અવસ્ય આવી પહોંચ્યા છે એમ જાણી ઘણા આનંદ સાથે પ્રતાપે આવાજ અવાજમાં દાનાને જવાબ આપ્યો. દાનો તેની કોટડી નજદીકજ ફરતો હતો. તે આ અવાજ સાંભળી કંઈ પણ વિલંબ વગર ત્યાં આવી પહોંચ્યો.

દાનો પોતાની સાથે ઉપયોગનાં સઘળાં હથિઆરો લઈ આવ્યો હતો તેથી ઓરડીનું તાળું ભાંગવામાં તેને કાંઈ પણ હરકત પડી નહિં. દાનાએ કમાડ ઉઘાડતાં ઘણા આનંદથી પ્રતાપ બહાર નીકળી તેને ભેટી પડયો. દાનાએ ધીમેથી તેને કહ્યું કે "આપણે આ ગુમાવ્યાનો વખત નથી. વરસાદ ધીમો પડવા લાગ્યો છે તેથી દારોગો હમણાં આંટો દેવા આવશે. વળી ભીરૂ કોઠા નીચે એકલો આપણી રાહ જોઈને બેઠો છે. તેને કોઈ મળી જાયતો એકમાંથી બીજું થાય."

"ચાલો, ચાલો. ઉતાવળ કરો" આમ કહી પ્રતાપ દાનાની પછવાડે ચાલ્યો. પોતાની કેડેથી એક સુતરની દોરી છોડી દાનાએ તે કોઠાની બારીએ બાંધી; અને પ્રતા-

૫ને કહ્યું કે " કંઇ પણ વિલંબ વગર, તમે હવે ઉતરી જાઓ. હું પકડાઇશ તો ફિકર નહિં પણ તમે પકડાશો તો સરકારના ગુન્હેગાર તો છો અને આ બીજો ગુન્હો કરી, હાથ આવશો તો બમણી સજા મળશે માટે તમે ઉતરી જાઓ. તમારી પછવાડે હું પણ તુરત ઉતરી આવીશ. પ્રતાપે પ્રથમ ઉતરવા માટે પહેલાં તો જરા આનાકાની કરી પણ દાનાના સમજાવ્યાથી ઝાઝો હઠ નહિં કરતાં દોરી ઝાલી નીચો ઉતરીં પડયો અને બીરૂ એટલામાં તપાસ રાખતો ફરતો હતો તેને જઇ મળ્યો. અહિં દાનો ઉભો હતો તેવારે દારોગાનો ખોંખારો તેના કાનપર પડયો જેથી બીકથી તેપણ પ્રતાપ ઉતરી રહ્યા કે તુરત પછવાડે ઉતર્યો; પણ ઉતાવળામાં ઉતરતાં દોરડું અરધેથી તુટયું અને તે પડયો બીરૂએ દોડી પોતાના હાથમાં તેને નહિં લીધો હોત તો તેજ વખતે તેના રામ રમી ગયા હોત. બીરૂએ મિત્ર ફરજતો બજાવી, બીકણ બીકણ કહેવાતો તેણે આજ હિંમતતો બતાવી પણ દાનાના પડવાના ભારથી તે નીચે ઢળી પડયો અને દાનો તેની છાતીપર પછડાણો. બીરૂનું શરીર જન્મથી નાજુક હતું તેથી દાનો તેની ઉપર પડવાથી તે બેહોશ થઇ ગયો. પ્રતાપ અને દાનો તેને આવી ભયભરેલ સ્થીતિમાં જોઇને સમયસૂચકતા વાપરી, લૂગડાંની ઝોળી જેવું કરી બારો બાર તેને ઉપાડી ગયા. આસરે પંદરેક કોશ સુધી તો બીરૂ પોતાનું દરદ આ બન્ને મિત્રોને જણાવતો હતો પણ આગળ ચાલતાં તેની શુદ્ધ છેક જતી રહી; અને બોલતો બંધ થયો. પાંચ સાત વખત બોલાવવા છતાં જયારે તેણે જવાબ ન આપ્યો ત્યારે પ્રતાપે ઝોળી નીચે મૂકી. આ વખતે દાનો અને પ્રતાપ પણ થાકથી મુડદા જેવા થઇ ગયા હતા તો પણ બે ચાર કોશ તેને ઉપાડી ગયા હોત પણ

ભીરૂને વધારે કસર છે એમ જોઇ ત્યાંથી ચાલવાનું તેઓએ દુરસ્ત ધાર્યું નહિં. પ્રતાપે ઝોળી નીચે મૂકી ભીરૂનું માથું પોતાના ખોળામાં લીધું અને દાનો પવન નાખવા લગ્યો. પ્રતાપે તેને બે ચાર વખત બોલાવતાં આંખ ઉઘાડીને માફી માગતો હોય તેમ ભીરૂએ પોતાના બન્ને મિત્રો તરફ હાથ જોડયા. આ વખતનો સઘળો ચિતાર આપણે દોરવા લાગીએ તો વજ્ર દીલના પુરૂષનું હૈયું પણ આર્દ્ર થયાવિના રહે નહિં. પ્રતાપ અને દાનાની આંખમાંથી આ વખત મોતી જેવા અશ્રુ ખરવા લાગ્યાં તે જોઇ ભીરૂની આંખમાં પણ ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. પોતાના મિત્રોનો દયાજનક ચહેરો જોઇ નિસાસા નાંખતો હોય તેમ થોડીવારે તેનો શ્વાસ જલદી જલદી ચાલવા લાગ્યો; નાડ ધીમી પડવા લાગી; મહોંનો ચહેરો બદલાઇ ગયો અને શરીરમા શીત આવવા લાગ્યું. પોતાનો મિત્ર આ સંસારનો હવે મેમાન થતો જાય છે એજોઇ પ્રતાપ અને દાનો ઘણા દીલગીર થયા અને ભીરૂના મરણની તૈયારી કરવા લાગ્યા. આસરે પંદરેક મિનિટમાં તો નવાં પ્રાણ આવ્યાં હોય તેમ ભીરૂ બેઠો થયો; અને બે હાથ જોડી બોલ્યો કે "હવે માફ કરજો. અને મારી માની કાંઇક સંભાળ લેજો" પણ તેનામા આ નવી શકિતએ તેને બોલવાનો માત્ર આટલોજ વખત આપ્યો. પોતાની માની ભલામણ કઇ તુરત તે પાછો પ્રતાપના ખોળામાં પડયો અને પડવાની સાથેજ તેનાં પ્રાણ વિસર્જન થયાં.

પ્રતાપ—ભીરૂ! અરે ભીરૂ!! આ શું થયું? આ શો કેર કર્યો? અરે તને હવે હું કયારે જોઇશ!! અરે! માત્ર મારી ખાતરજ તેં તારો જીવ આપ્યો કે શું? અરે તારા મોતેજ એકાએક તારાના હિંમત આણી કે શું?

ભુંડા ? આટલું કરગરૂં છું તો પણ તને કાંઇ દયા નથી આ-વતી? મારો એક શબ્દ તું થરથર ધ્રુજતો સાંભળ્યા કરતો તેની હમણાં હું આટલી પ્રાર્થના કરૂં છું તો પણ કાંઇ ધ્યાનમાં નથી આવતું? હાય! અફશોસ!! તેની મા પાસેથી તે કેવે દયામણે ચહેરે મારી પાસે આવ્યો હતો તે હું સંભારૂં છું તો મારૂં હૈયું ફાટી જાયછે. હવે કોને કહુ!! કયાં જાઉં!! શું ઉપાય કરૂં!!

દાનો (આંખો ચોળતો) ભાઇ! બનનાર હતું તે બન્યું. વિલાપ કરે કાંઇ વળવાનું નથી પરમેશ્વરે તેના મોતનું માગપર નિમિત્ત ચડાવવાનું સરજ્યું હશે. પ્રતાપ! મને પણ તેના કાલા કાલા શબ્દો હરવખત યાદ ચડી આવે છે. ભીરૂ મર્યો છે પણ મરયો નથી કારણકે પોતાના મિત્રોના જાન બચાવતાં તેણે પોતાનો જીવ ખોયો એ આખા જગતમાં વંચાઇ જશે. આપણે આ વખતે જરા ધીરજ રાખવી જોઇએ. તમે જાણોછોકે આપણે માથે કાળચક્ર ફર્યા કરેછે માટે એક ઠેકાણે ઝાઝો વખત થોભવું આપણા ગેરલાભમાં છે.

પ્રતાપ—હુ હવે ભલે મરૂં. મારા જીવની હવે મને કાંઇ દરકાર નથી. હું તો હવે ભીરૂ સાથેજ મરવાનો. પોતાની માને તજી જે મારે શરણે આવી રહ્યો અને જે મિત્રનો જીવ બચાવતાં યમને આધીન થયો તે એકાએક જતાં મને કાંઇ થાય નહિંકે?

દાનો—ભીરૂ તમારા માટે નથી મર્યો પણ મારા માટે મર્યો છે. પણ શું કરીએ? આપણા હાથમાં શું છે? ગ-યેલાં નો શોક સમજુ પુરૂષ કરતા નથી. માટે હવે તમે વધારે વિલંબ કરોમાં. આપણી પછવાડે શોધ થવા લાગી

હશે તેથી આ તરફ પગ લેતા લેતા તેઓ આવી ચડશે તો આપણને તો હેરાન કરશે એમાં શક નથી પણ આ સખને પણ રઝળાવશે; અને તમે નક્કી સમજજો કે મારા મિત્રના સખનું કોઇએ અપમાન કર્યું કે હું તમારો નથી. કાંતો મરીશ અને કાંતો મારીશ.

દાનાની વાત પ્રતાપને જરી ગળે ઊતરતાં તે શાંત થયો અને દાનાનું કહેવું વ્યાજબી છે એમ ધારી તેણે તેને ચેહ ખડકવા સારૂ બળતણ વીણવા મોકલ્યો.

આપણે હવે તુરંગ તરફ દૃષ્ટિ ફેરવીએ. પ્રતાપના ત્યાંથી નાશી જવા પછે વરસાદ ધીમો પડતાં ચોકીદાર ત્યાં ફરવા નીકળ્યો. સઘળી ઓરડીઓ ફરતા ફરતાં તે તપાસતો વળ્યો; પણ પ્રતાપની ઓરડીપર નજર પડતાં વીખાએલ સ્થીતિમાં નીચે પડેલ તાળું તેણે દીઠું. કાંઇપણ નવીન બન્યું છે એમ ધારી કંઇ પણ વિલંબ વગર તે અંદર પેઠો, પણ પ્રતાપને નહિં જોતાં ગભરાઇને પોતાના વડા પાસે તે દોડી ગયો. ધીમે ધીમે ચરચાતાં ચરચાતાં પ્રતાપના નાસવાની વાત પવનની પેઠે આખા ગામમાં પ્રસરી ગઇ. ગલીએ ગલીનાં શોધ થઇ, શકદારના ઘરના ઝાડા લેવાણા અને નાની મોટી સર્વ જગ્યાઓમાં પ્રતાપની શોધ થઇ પણ કયાંયપણ તેનો પત્તો લાગ્યો નહિં અમથાલાલને એક કેદી નાશી જવાની વાત કાને પડી. પ્રથમ જ્યારે આ વાત સાંભળી ત્યારે "હશે!" એમ કહી એક કાનેથી બીજે કાને તેણે તે કાડી નાખી પણ સરકાર તરફથી નીકળેલ જાહેરખબરમાં જ્યારે તેણે નાસનાર કેદીના શરીર રચનાની હકીકત વાંચી ત્યારે પ્રતાપ તેના સ્મરણમાં ચડી આવ્યો. ન્યાયપતિ હજુર પ્રતાપે પોતાનું નામ જુદું જ લખાવ્યું હતું તેથી જાહેરખબર પણ તે નામે છપાણી

હતી તો પણ બે ચાર નિશાની તેને એવી મળી ગઈ કે નાસનાર કેદી પ્રતાપ વિના બીજો કોઈ પણ નથી એમ તેના મનમાં દૃઢ નિશ્ચય થઈ ગયો. અમુક કાર્ય પરથો થયેલ નિશ્ચય ચાહે તેવો નિ દિત હોય, કનિષ્ટ હોય વા પર પીડક હોય તોપણ તે નિશ્ચયની પુર્ણાહુતિ થતા પહેલાં સુખમાં ખલલ કરનાર તે એક મોટો કીડો થઈ પડે છે. તેમજ નાસનાર કેદી પ્રતાપછે એમ નિશ્ચય કરીનેજ નહિં અટકતાં અંતરમાં વૈર લેવાના અગ્નિને તે ધીમે ધીમે પોષણ આપવા લાગ્યો. આધાર મળતાં બંધ થયેલ જ્વાળામુખીની પેઠે આ અગ્નિ એકાએક પ્રજ્વળિત થયો અને પોલિસમાં આ વાત જણાવવાને તેને ઉશકેર્યો. ઊશકેરાતા પોલિશના વડા પાસે જઈ પ્રતાપની સઘળી બીના તેણે વર્ણવી દેખાડી. અહિં પણ પ્રતાપનું નામ પ્રસિદ્ધિમાં આવ્યું હતું તેથી આ સાંભળી જાણ્યું અજાણ્યું કરવાને બદલે તેની વાત પર પુરતું લક્ષ અપાણું. ચુંટી કાઢેલ હુશિઆર માણસોની જૂદી જૂદી ટુકડીઓ કરી અનુભવી નાયકના હાથ નીચે ચારે દિશામાં મોકલી દેવામાં આવી અને ગામમાંથી કોઈ નવીન પુરૂષ ધ્યાન બહાર બહાર ન નીકળી જાય તેનો પુરતો બંદોબસ્ત થયો.

આપણે આગળ કહી ગયા તેમ પ્રતાપના કહ્યાથી દાનો આસપાસ સુકું બળતણ વીણતો ફરતો હતો તેટલામાં એક ટુકડી તેની પાસે આવી પોહોચી. પોતાના મિત્ર પર આ વાદળું તુટી પડવાનું છે એમ અટકળ કરી હિંમત નહિં હારતાં તેની સામો તે ગયો; અને સલામ કરી કહ્યું કે "આ શું છે? એક માણસ અબઘડી અહિંથી ઉતાવળો દોડી નાશી જતો હતો. નાસવાનું કારણ જાણવા સારૂ હું કેટલેક સુધી તેની પછવાડે દોડયો પણ મને ગાંઠનું દરદ

હોવાથી વધારે વખત સુધી તેનું પછવાડું લઇ શકયો નહિં. તમે પછવાડે આવોછો તેથી તે કાંઇ હરામખોરી કરી નાશી ગયો લાગેછે." ધારેલ કાર્યમાં ફતેહ મળવાની કાંઇ નિશાની જણાતાં આ સર્વે સંતોષ પામ્યા; અને પ્રતાપના નાસવાની વીગત તેને કહી સંભળાવી "ચાલો હું તમારી સાથે આવું. આ તરફ ચાલો." એમ કહી દાનો તેઓને પ્રતાપ બેઠો હતો તે દિશા છોડી બીજી ગમ દોરી ચાલ્યો. પ્રતાપ ત્યાંથી કાંઇ વધારે દૂર ન હોતો તેથી માણુસોનો કોલાહલ સાંભળી ચમકયો, અને કોલાહલમાં દાનાનો સાદ સાંભળતાં કાંઇ વિપત્તિમાં આવી પડયોછે એમ ધારી તુરત ત્યાં જવા તૈયાર થયો. પણ ભીરૂનું સબ સ્મરણ ચડી આવતાં જરા શાંત થયો અને વિચાર કરવા લાગ્યોકે "આવું સાહસ કરવું ઠીક નહિં. અમને મારી નાખે તેની તો ફિકર નહિં પણ આ સબ રઝળે એવું કરવું ન જોઇએ. સમયસુચકતા વાપરવી ઘણી જરૂરની છે તેથી આમ એકદમ ઉતાવળીઓ થવું ન જોઇએ. દાનો હુશિઆર છે તેથી ચાહે તે બાનાં બનાવી છુટી આવશે; અને વખતે નહિં આવે તો પણ હું છું ને. ચાહે તે પ્રયત્ન કરી તેને છોડાવી લાવીશ." આમ વિચાર થતાં તે એકદમ ઉઠયો અને ભીરૂના સબને પીઠ ઉપર બાંધી કાષ્ટની શોધમાં ફરવા લાગ્યો. આવેલાં માણુસો દાનાની પછવાડે ચાલતાં ચાલતા દષ્ટિમર્યાદાથી દુર ગયાં ત્યારે તે તે સ્થળે ગયો. અને દાનાએ એકઠાં કરેલ બળતણની ચેહ ખડકી ભીરૂને તેમાં સુવાડયો. ચકમક અને લોઢું પોતા પાસે હતાં તેનાથી અગ્નિ પ્રગટી ચીતાને લગાડી. રડીને રડીને થાકયો અને ભીરૂનું સબ બળી રહ્યું ત્યારે પ્રતાપ ત્યાંથી ઉઠયો; અને દાનાને છોડવવાના વિચારથી તે માણુસોના જવાની દીશા તરફ ચાલ્યો.

આ તરફ દાનો પ્રતાપની શોધ કરવા આવનાર માણસોને "આ તરફ ગયો આ તરફ ગયો" એમ કરતો કરતો કેટલાક ગાઉ સુધી ઉપાડી ગયો. ઘણા ગાઉ ચાલવા છતાં પ્રતાપનો જ્યારે પત્તો ન લાગ્યો ત્યારે સઘળા જણ દાના ઉપર ગુસ્સે થયા અને કાંઇ કાવતરૂં કર્યું છે એમ ધારી તેના પર અભાવો બતાવવા લાગ્યા. સવારના અગ્યાર વાગ્યાનો સુમાર થવા આવ્યો; સુર્યનારાણ પુર્ણપણે પ્રકાશ કરતા મધ્ય ભાગે આવવા લાગ્યા; ત્યારે દાનાને શકદાર તરીકે સાથે લઇ તેઓ રાત્રિવાળી જગ્યાએ પાછા આવ્યા. જ્યાં સળગી રહેલ પણ અંદર અંગારાથી ભરેલ એહ જોઇ તેઓના શકમાં વધારો થયો. તે ટુકડીના વડાએ દાનાને શામ દામ અને દંડ બતાવી, સઘળું જણાવી દેવાને ઘણો સુમજાવ્યો પણ તે તો એકનો બે થયો નહિં અને પ્રતાપનો પત્તો મેળવવા મેં આટલી આટલી મહેનત કરી તેનો તમે મને સારો લાભ આપ્યો." એમ કહી ઉલટો તેને ઠપકો આપવા લાગ્યો. થાકથી સઘળા બેહાલ થઇ ગયા હતા તેથી દાનાને બે માણસોની ચોકીમાં રાખી નાયકે સર્વેને થોડી વખત ત્યાં આરામ લેવાનો હુકમ કર્યો; અને પોતે થોડેક દૂર જઇ એક ઝાડ નીચે બેઠો. આટલો વખતસુધી દાનો એવી નમ્રતાથી બોલતો હતો કે તેનો ખરો સ્વભાવ કોઇ પણ ખરેખર રીતે જાણી શકયું નહિં જેથી તેનાપર ચોકીનું ઝાઝું દબાણ થયું નહિં. દાનાને પ્રતાપને હવે શી રીતે મળવું તે વિષેના જુદા જુદા સંકલ્પો ઉઠતા હતા. થોડીવારે સર્વે માણસોને પોતાના કામમાં મચેલા જોઇ એકદમ દાનો ઉઠયો અને હથિઆરોનો ઓઘો પાસેજ પડયો હતો તેમાંથી બંદુકો ઉપાડી ને વારાફરતી ગોળીઓ ફેંકવા લાગ્યો. દાનો નિશાન મારવામાં

પણ હુશિઆર હોવાથી કોઇ પણ તેની નેમમાંથી બચવા પામ્યું નહિ. આગ તે ટુકડીનો નાયકજ જરા દૂર હોવાથી ત્યાંથી છટકવા પામ્યો. પોતાના કામમાં ફતેહ પામતાં ઘણા આનંદ સાથે દાનો કંઇ પણ વિલંબ વગર પ્રતાપની શોધ કરવા ત્યાંથી નીકળી નાઠો. આ તરફ પ્રતાપ દાનાની શોધ કરતો કરતો ઘણું ફર્યો પણ કયાંય પણ તેનો પત્તો મેળવી શકયો નહિં. રખડતાં ફરી તે મુળ જગ્યાએ આવ્યો ત્યારે માણસોનાં મુડદાં જોઇ તેને દ્રઢ નિશ્ચય થઇ ગયો કે આ દાના વગર બીજા કોઇના પણ ઝપાટા લાગતા નથી. દાનો હવે મને નકકી મળશે એવા વિચારથી તે ત્યાં એક પળપણ નહિં રોકાતાં તુરત નોતમનગરને રસ્તે પડયો. દાનાની શોધ કરતાં કરતાં કેટલેક દિવશે તે નોતમનગર આવી પહોચ્યો પણ કયાંય પણ તે તેનો પત્તો મેળવી શકયો નહીં. આથી તે ઘણો દીલગીર થયો અને કયાંયથી પણ તેનો પત્તો મેળવું એવો વિચાર કરી છૂપા વેષમાં ભમવા લાગ્યો. પ્રથમતો કાળાને મળવા સારૂ તે તેના રહેવાને સ્થળે ગયો પણ ત્યાં તો તેણે રાખના ઢગલા શિવાય બીજું કાંઇ પણ દીઠું નહિં. આ જોઇ રખે હું જગ્યા તો ન ભૂલ્યો હોઉં એવો વિચાર કરતો સૂનમૂન થઇ તે ઉભો પણ બીજી સઘળી નિશાનીઓ મળતાં આજ કાળાનું ઘરછે એમ તેણે નિશ્ચય કરયો. "કાળાની કજા દરબારમા માલમ પડી ગઇ હશે તેથી તેના ઘરના આ હવાલ થયા લાગે છે. જો આમ હોય તો કાળા અને તેની સ્ત્રીને ઘણી ભયંકર શિક્ષા થવી જોઇએ. અરે! કમળાના પણ એજ હવાલ થયા હશેકે?કાળો મારો મિત્રછે તેથી દુઃખમાથી તેને છોડવવો એ મારો ધર્મ છે અને કમળા તથા કુકમો સારૂ મારાથી બનતું કરવું એ મારી ફરજ

છે." એમ તેનો છેલ્લો વિચાર થતાં તે નૌતમનગર તરફ પાછો ફર્યો. આ ગામમાં પણ તેના બે ચાર મિત્રો હતા જેની મદદથી થોડી મુદતમાં તે કમળાની વીગત મેળવી શક્યો. કમળા પોતાના દુશ્મનને પરણી સાંભળી પ્રતાપના અંતરમાં ઝાળ ઉઠી તેમાં પુરૂષોતમે કાળાને માર્યો એ સાંભળી એ ઝાળમાં ઘી હોમાણું. કમળા મારી દીકરી થઈ તો શું થયું? એ મારા દુશ્મનને પરણી માટે એનો હું હાલ નાશ કરીશ. અને પુરૂષોત્તમને નાશ કરવાનું તો મેં કેટલા દિવસ થયાં ધારેલ છે કારણકે મને અમથાલાલની આંખે કરી તેણે રૂપાળી સાથે પરણવાનો મારો બેત ભાંગી નાંખ્યો હતો એટલું નહિં પણ તેણે મારા મિત્રને માર્યો માટે આ વેર લેવા વિના હું તેને છોડનાર નથી." એમ કહી તેના મિત્રોએ વારવા છતાં પ્રતાપ ક્રોધયુકત ચહેરે ત્યાંથી ચાલતો થયો.

વાંચનાર! નૌતમનગરમાં નટવરલાલને આપણે છેક વિસારી દેવો જોઈતો નથી. તેની સાથે તો આપણે હજુ ઘણું કામ લેવાનું છે. પ્રતાપ સુરતમાં જ્યાં સુધી અમથાલાલને ત્યાં હતો ત્યાં સુધી નટવરલાલ તરફથી આવતા કાગળો ઘણી ચતુરાઈથી પોતે હાથ કરી લેતો પણ ત્યાંથી નીકળી ગયા પછે અમથાલાલ અને નટવરલાલનો અંધારામાં રહેલ પડદો ખુલ્લો થયો. અમથાલાલે તેને સઘળી બીના લખી જણાવી જેથી કેવળચંદની શોધ કરવા નટવરલાલ નીકળ્યો. શોધ કરતાં કરતાં ઘણા દેશદેશાવર તે ફરી વળ્યો અને છેવટે સુરતમાં અમથાલાલ પાસે પણ તે આવ્યો તોપણ કયાંય પણ કેવળચંદ કે પ્રતાપની ભાળ તે મેળવી શકયો નહિ. અંતે નિરાશ થઈ પાછો તે નૌતમનગરમાં આવ્યો.

આ તરફ દાનો પ્રતાપની શોધ કરતો હતો તે વારે મરણ વખતે ભીરૂએ પોતાની માની ભલામણ આપી હતી તે સ્મરણમાં ચડી આવી. પ્રતાપપાસેથી તેણીનું નામ ઠામ તેણે પુછી રાખ્યું હતું તેથી પૂછા કરતો તે ભીરૂની મા પાસે જઈ પહોંચ્યો અને ડોશીને દીલગીર કરવી નહિં એમ ધારી તેના મરણના સમાચાર તેણીને નહિં જણાવતાં કુશળ સમાચાર આપી બોલ્યો કે “ભીરૂને અને મારે ઘણી મિત્રાચારીછે. ખુશીથી તે વરતે છે એમ મારી સાથે તેણે કહેવડાવ્યું છે. આ તરફ મારૂં આવવાનું થતાં તેણે આ પચાશ રૂપીઆ મારી સાથે મોકલાવ્યા છે” આના જવાબમાં ડોશી તે રૂપિઆ જરા છેટે હડસેલી બોલી કે મારો દીકરો ખુશીમાં છે એ સાંભળી મને ઘણો આનંદ થયોછે. આ રૂપિઆ તેણે કેવે રસ્તે મેળવ્યા છે તે વિષે જ્યાં સુધી હું અજાણ છું ત્યાંસુધી મારાથી તે કબુલ થાય તેમ નથી, હરામીમાં મેળવેલ પૈસો વાપર્યા કરતાં ભીખ માગી ગુજરાન કરવામાં અગર ભુખે મરી જવામાં હું મોટાઈ માનું છું.

દાનો-જુઓ મોટીમા! ખોટું બોલવામાં મારે કાંઈ પણ હાંસલ નથી. તે પ્રતાપ સાથે ફરે છે તેથી આ રૂપિઆ માટે વખતે તેમને વહેમ આવ્યો હશે પણ એમજ હોય તો એમાં તમારી ભુલ છે. પ્રતાપ અને ભીરૂએ આગળનાં વ્યસનો છોડી દીધાં છે અને હાલ તેઓ સુરતમાં પરચુરણ વેપાર કરેછે જેમાંથી ભીરૂએ આટલી રકમ બચાવી પોતાના સ્નેહ દાખલ આ નજીવી ભેટ મોકલી છે તેનો તમે સ્વિકાર નહિં કરો તો તેને બહુ માઠું લાગશે પછે તમારી મરજી.

ડોશી—નહિં નહિં આ રૂપિઆ મારાથી કોઇ દિવસપણ કબુલ થાય તેમ નથીજ. આ રૂપિઆ વખત તેણે વેપારમાંથી મેળવ્યા હોય તો પણ શું થયું? મને તો ખાતરી છે કે કુમાર્ગે મેળવેલ પેસા શોકયાવિના પરસેવાથી મેળવેલ મુડીમાં પોતાનો ધંધો તે ચલાવતો નહિંજ હોય. મારો તે દીકરો થયો તો શું થયું? જેણે મને મા ન ગણી, જેણે મારા ઘડપણ સામું જોયું નહિં, જેણે પોતાના કુળની લાજનો વિચાર કરયો નહિં, તેને મારે શું કરવો? એ દીકરાને મારે શું કરવો? ઘશીને ગુંખડે ચોપડવો? એ સારો રસ્તો પકડી સારે ધંધે લાગે અને સારો કહેવાય તેમાં મને સારૂં છે માટે આ રૂપિઆ તો તમે પાછા લઇ જાઓ. મારી એને આશીષ કે જો હું જેવી ગરીબ ડોશી આગળ આવી અંતરની આશીશ વિના બીજું તેને આપવાનું શું હોય?

દાનો—હશે મા હશે. છોરૂ કછોરૂ થાય પણ માવિત્ર કમાવિત્ર ન થાય. ભીરૂએ વખતે ભુલ્ય કરી હોય તો તમારે શું તેને સુધારવાનો ધર્મ નથી? મા જ્યારે છોકરાંપર આમ અભાવ રાખશે, અને રક્ષણ સારૂ કરેલ વાડ ખેતરમાં ઉગેલ ધાન્યનો જ્યારે આમ અનાદર કરી પોતાનું કર્તવ્યકર્મ ભુલશે ત્યારે આ સૃષ્ટિનો લય થવામાં શું વાર લાગશે? માવિત્રનો ધર્મ છે કે આડે રસ્તે ચડેલ છોરૂને સુમાર્ગે દોરવાં. મારે જરા ઉતાવળ છે તેથી આ માન્ય રાખો તો હું મારા કામ પર જાઉં.

ડોશી—નહિં નહિં એ કોઇ દિવસ પણ બનનાર નથી. છોરૂ જ્યારે એમ ગણેકે આ મારૂં માવિત્ર તો માવિત્ર પણ મારૂં છોરૂ છે એમ ગણી ચુંતું રહે. પણ ભીરૂ તો મારૂં કહ્યું માન્ય નહિં કરી જતો રહ્યો તેથી તેની

તરફથી આવેલ પૈસા મારે હવે નકામા જેવા છે. ભીરૂ અહિં આવે અને મારી સાથે રહી સુમાર્ગે વરતે તો મારે તે કરતાં શું વધારે છે? હું હવે ઘરડી થઈ તેથી અહિં આવી મારી ચાકરી કરે તો ઘણું સારૂં પણ ન આવે તો સુખી રહે.

દાનો–ઠીક ત્યારે સાચાર. હું હવે રજા માગું છું.

(જાય છે.)



## વિજ્ઞપ્તિ.

પ્રિય વાંચનાર! આ પુસ્તક આજથી બે વર્ષ પર મારા હાથથી લખાયલ હતું પણ ત્યાર પછે વ્યવહારિક કેટલાંક કારણોને લીધે જોઇએ તેવું સંશોધન થઇ ન શકવાથી પુસ્તકની સંકળનામાં ઘણે અંસે વપરાયલું ભયંકર સ્વરૂપ બદલવાની મારી મુરાદ હાંસલ કરી નહિં શકતાં તમારી સર્વેની હું માફી માગું છું. મારા મનની કલ્પનાથી ઘડાયલો ઘાટ સંપૂર્ણ કરવામા કુદરત કે પરમેશ્વર કાંઇ વિઘ્ન નહિં આણે તો આ પ્રતાપનું પાછલું વૃતાંત જે લખવાનો હું આરંભ કરી ચૂકયો છું તેનું આ પુસ્તકની સુધારેલી બીજી આવૃતિ સાથે અનુસંધાન કરાશે.

મેહનતના પ્રમાણમાં પુસ્તકની કિંમત વધારે નથી તોપણ બીજી આવૃતિમાં મદદ કરવાનું મારા એક તવંગર મિત્રે કબુલ કરવાથી, આ પુસ્તકનાં અગાઉથી થયેલા ગ્રાહકોને રૂપાળી અને પ્રતાપની પાછલની હકીકત સાથેની બીજી આવૃતિ અર્ધે કિંમતે આપવાનું ઠરાવ્યું છે.

સિવાય આ લગત "વીરસેન ચરિત્ર"નું હેન્ડ બીલ બીડેલ છે તો તેમાં પણ મદદ કરવાને સ્વદેશ-બંધુ પાછલ પાની નહિં કરે એમ હું આશા રાખું છું.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં મા૦ પ્રાણજીવન મુરારજી, રા૦ રા૦ કેશવજી ગોપાલજી, રા૦ રા૦ શેઠ શામજી કાનજી પરબતની સ્તુતિપાત્ર મદદ મલતાં તેમનો હું ઉપકાર માનું છું.

## અગાઉથી થયેલાં ગ્રાહકોનાં નામો.

### મુંબઇ.

૧૦ શા૦ ચાંપશી પરખત.
૫ શા૦ દામજી દેવજી.
૫ સ્વદેશહિતાર્થ ઓફીસ.
૪ શેઠ ભાગજી પ્રેમજી.
૪ ,, શામજી લધા.
૨ ,, નારણદાસ હરિદાસ.
૧ ,, મુલજી હરિદાસ.
૧ ,, તુલશીદાસ વસનજી.
૧ ,, દેવજી કાનજી.
૧ ,, કલ્યાણજી કેશવજી.
૧ ,, મેઘજી ચત્રભુજ.
૧ ,, પરશોતમ દામોદર.
૧ ,, હરિદાસ નરસિંહની કું૦
૧ ,, જેઠમલ મથરાંદાશ.
૧ ,, વલભદાસ હરિદાસ.
૧ ,, જમસેદજી નસરવાનજી.
૧ જોશી ચના કાળા.
૧ ,, ભવાન તુળસીદાસ.
૧ શેઠ તુળસીદાસ ઈભજી.
૧ ,, રણછોડદાસ દામોદર.
૧ વ્યાશ કેશવજી મેઘજી.
૧ દવે પ્રાણનાથ રાજારામ.
૧ ખોજા જાફર શીવજી નથુ.
૧ શેઠ લધા કાસમ.

૧ શેઠ વાઘજી કોરજી.
૧ ,, કરસનદાસ ગોવર્ધનદાસ.
૧ રા૦ વસનજી નારણજી દેસાઇ.
૧ ,, કલ્યાણરાય પ્રભુજી.
૧ શા૦ કલ્યાણજી ખેતશી.
૧ ,, પોભણ આસપાળ.
૧ ,, મુળજી ઘેલાભાઇ'
૧ રા૦ છોટાલાલ નરોતમદાસ.
૧ જોશી લક્ષ્મીદાસ માવજી.
૧ ઠા૦ દ્વારકાદાસ લાલજી.
૧ ,, ઉકેડા રવજી.
૧ ,, નેણશી શીવજી.
૧ જોશી ગોપાલજી પ્રેમજી.
૧ જોશી ચાંપશી ચત્રભોજ.
૧ શા૦ તેજપાલ લાલજી.
૧ દ્વીવેદી શીવશંકર જયશંકર.
૧ ભટ ધીરજરામ ધનેશ્વર.
૧ ભટ જેશંકર વહાલજી.

અંજાર.

૪ રા૦ રા૦ આત્મારામ કેશવજી.

પીઠવડી.

૧ રા૦ મેઘજી આંબાપટેલ.
૧ ,, કામેશ્વર જાદવજી.

કાળાવડ.

૧ મેહતા ગુલાબરાય લક્ષ્મીદાસ.
૧ મેહતા વીઠલજી દોલતરામ.

૧ ઠા૦ રામજી ભવાન.
૧ વોરા દાઉદજી હકીમજી.
૧ વકીલ ભાણજી પુરૂશોત્તમ.
૧ મહેતાજી જગજીવન નાનજી.
૧ જોશી લખમીરામ નારણજી.
૧ ખવાસ દેવા ગગુ.
૧ જમાદાર ખીમા એમદમીયાણા.
૧ નરભેશંકર દેવરામ વકીલ.

ઓઝરતાંબટ.

૪ રા૦ રા૦ કેશવજી ગોપાલજી.
૧ રા૦ પોપટ માવજી.
૧ રા૦ રામચંદ્ર વીઠલ કારકુન.
૧ ,, શ્રીદયાન ભાગવત કારકુન.

વીરમગામ.

૧ પારી પુરૂષોત્તમ હરિભાઈ.
૧ ,, બાળમુકંદ રતનજી.
૧ ,, ઉજમશી વીરચંદ.
૧ ,, જમનાદાસ છગનલાલ.
૧ દવે દલસુખરામ દયાલ.
૧ શેઠ જીભાઇ કેવલદાસ.
૧ શા૦ ડોશાભાઈ વીરજી.
૧ શેઠ ચુનીલાલ નાહાનુંભાઈ.
૧ શા૦ મગન હકમચંદ.
૧ દાકતર પોપટલાલ લલુભાઈ.
૧ વીરગામ લાંઇબ્રેરીના સેક્રેટરી.
૧ રા૦ રા૦ નટવરલાલ ત્રીકમલાલ.

૧ રા૦ રા૦ વ્રજલાલ મોહનલાલ.

૧ મણીઆર મહાજીભાઇ પરશોતમદાશ.

## કચ્છભુજ.

૧ રા૦ રા૦ મોરારજી વેલજી મેહેતા.

૧ બાવા કલ્યાણજી લાલજી.

૧ મહેતા માવજી કાનજી.

૧ મહેતા ગંગારામ જેઠાભાઇ.

૧ રા૦ રા૦ સુરજરામ વિશ્વનાથ.

૧ રા૦ મુરારજી અજરામર.

૧ વ્યાશ ધરમશી ડુંગરશી.

૧ ઠા૦ વેલજી શીવજી.

૧ રા૦ શાકરચંદ નાગજી.

૧ ભોજક ગોપજી કાનજી.

૧ ઠા૦ નારાણજી દેવકરણ.

## પેટલાદ.

૧ રા૦ ચુનીલાલ એસ. પારેખ.

૧ રા૦ મગનલાલ એમ. મોદી.

૧ રા૦ શંકરભાઇ તુળશીભાઇ.

૧ ભોગીલાલ હરકીશનદાસ

૧ મોહનલાલ કાહાનદાસ પારેખ.

૧ નાથાલાલ નરોતમદાસ.

૧ બાઇલાલ હરિલાલ પારેખ.

## વીરપોર.

૧ નેક નામદાર ઠાકોર શ્રી સુરસિંહજી.



આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી મલશે.

મુંબઈ ખારકોટ વડગાદી ઠા૦ રણછોડ હરિદાસના માળામાં
દવે લક્ષ્મીદાસ લાલજીને ત્યાંથી.
માંડવી સાતતાડ સ્વદેશ હિતાર્થ ઓફીસમાંથી.
કચ્છતેરા દવે લક્ષ્મીદાસ લાલજીને ત્યાંથી.
પોઠપડી જોશી કામેશ્વર જાદવજીને ત્યાંથી.